# રાજર્ષિ ચંદ્રજિત્



બર્દવાન નરેશ મહારાજાધિરાજ બિજયચંદ્ર કે. સી.
આઇ. ઇ. પ્રણીત બંગાળી નાટક.

---

અનુવાદક:-મગનલાલ મુગટરામ ભટ, નાંદોદ.



સુરત ચૌટાના પુલપર આવેલા "સુરત સીટી" પ્રીન્ટીંગ
પ્રેસમાં ઠાકોરદાસ માનસિંહે છાપ્યું.



કિં. ૦-૬-૦

# રાજર્ષિ ચંદ્રજિત્



બર્દવાન નરેશ મહારાજાધિરાજ બિજયચંદ્ર કે. સી.
આઈ. ઈ. પ્રણીત બંગાળી નાટક.



અનુવાદકઃ—મગનલાલ મુગટરામ ભટ, નાંદોદ.



સુરત ચૌટાના પુલપર આવેલા "સુરત સીટી" પ્રીન્ટીંગ
પ્રેસમાં ઠાકોરદાસ માનસિંહે છાપ્યું.



કિં. ૦-૬-૦

# એક નવી ચીજને બનારસી કપડું મંગાવો.

## છોકરા અને છોકરીને માટે લાકડાનો રમવાનો સામાન.

૩૦ પચરંગી ફુલદાર રમકડાનો સેટ ૧ કી. રૂ. ૧ા
૨૫ ,, ,, ,, સેટ ૧ કી. રૂ. ૧)

૧૨ પચરંગી ફેનસી જનાવર જેવા કે,

હાથી, ઘોડા, ઉંટ, ગાય, હરણુ, વાઘ, વાંદરૂ, મોર, સુડા, બલદ, કાચબા, માછલી વગેરે કી. રૂ. ૧)

પીતળનો રમવાનો સામાન.

૩૨ નંગનો સટ ૧ કી. રૂ. ૩ા. નાનાનો સેટ કી. રૂ. ૨).

બઇરાં તથા છોકરીઓને માટે બનારસી રેશમી કપડું, સાડીઓ લાંબી ૫ વાર પનો ઇંચ ૫૦. સરવે રંગની.

| | |
|---|---|
| લેસ કીનારી પાલવની | કી. રૂ. ૨૦) થી ૧૦૦) સુધી. |
| વેલ ને બુટીદાર | કી. રૂ. ૪૦) થી ૪૦૦) સુધી. |
| ચોળી ખંડ | કી. રૂ. ૧ાા થી ૨૫) સુધી. |

ભાયડા ને છોકરાઓને માટે સેલા, દુપટા, કાશી સીલકના થાન, પીતાંબર, કાશી સીલક સદરા બધી ચીજ સરવે જાતની મલશે. એક-વાર મંગાવી ખાત્રી કરશો. પસંદ ન પડવાથી બદલી આપવામાં આવશે.

**મકુન્દદાસ નરોતમદાસ,** બનારસી કાપડના વેપારી.

ચોખંબા બજાર—**બનારસ સીટી.**

To
All the Kings,
Princes and
Rulling Chiefs
of India,

This
literary
Production
of a noble Hindu
Prince is most res-
pectfully dedicated
by the translator.

# પ્રસ્તાવના.

ભારતવર્ષ—સૈકાના સૈકાથી અજ્ઞાનરૂપી નિદ્રામાં ઘોરતું ભારતવર્ષ—ધીમે ધીમે જાગૃત થતું જાય છે. જાગૃતિ આવતાંજ નાગરિક તેમજ ગામડીઆઓ, વિદ્વાન તેમજ મૂર્ખ, શિક્ષિત તેમજ અશિક્ષિત અને બ્રાહ્મણ તેમજ શૂદ્ર સર્વ ભારતવાસી કહે છે કે ભારતવર્ષ પરતંત્ર, દુઃખી અને અતિશય ગરીબ છે. ભારતવર્ષનો પ્રાચીન ઇતિહાસ અને પાશ્ચાત્ય પ્રવાસીઓનાં લખાણો સાક્ષી પૂરે છે કે એક સમય એવો પણ હતો કે જ્યારે ભારતવર્ષ દુનિયાના સર્વ દેશો કરતાં અત્યંત સમૃદ્ધિશાળી હતું. અત્યારના નિષ્પક્ષપાત પાશ્ચાત્યો પણ કબુલ કરે છે કે પાશ્ચાત્ય દેશોની ઉન્નતિ અને સભ્યતા ભારતવર્ષની પ્રાચીન ઉન્નતિ અને સભ્યતાને આભારી છે. એક સમય એવો પણ હતો કે ભારતવર્ષ વેપાર, ઉદ્યોગ, હુન્નર અથવા કોઇપણ વિષયમાં દુનિયાના સર્વ દેશથી શ્રેષ્ટ હતું. સ્વતંત્ર અને સુખી ભારતવર્ષ પરતંત્ર, દુઃખી અને ગરીબ શાથી થયું ? ભારતવર્ષના રાજ્યકર્તા ક્ષત્રીય રાજાઓ રામચંદ્ર, યુધિષ્ઠિર અને જનક એવા પ્રાચીન રાજર્ષિના આદર્શ ભૂલી રાજધર્મથી ભ્રષ્ટ થયા ત્યારથીજ જ્યાં ત્યાં ગરીબડી—અને બિચારી કહેવાતી હિંદ દેવીની દુર્દશાની શરૂઆત થઇ !

પૃથુરાજ અને જયચંદ એક સ્ત્રીના સૌંદર્યથી મોહી પડી અંદર અંદર લ્હડયા અને મુસલમાનોને હિંદપર ચ્હડી આવવા સુયોગ આપ્યો. ગુજરાતનો રાજા કરણઘેલો રાજધર્મ ભૂલી પોતાના આશ્રિત માધવની સ્ત્રીપર મોહ પામ્યો અને તેને પરિણામે ગુજરાતનું રાજ્ય અલ્લાઉદ્દીનના હાથમાં ગયું. રાજાઓનાં ચારિત્ર્ય સાથે પ્રજાનાં ચારિત્ર્ય બગડવા લાગ્યાં અને પ્રજા પણ " પ્રજાધર્મ " ભૂલવા લાગી.

ક્ષત્રી રાજાઓ લોભ અને મોહવશ થઈ પ્રજાપર જુલમ કરવા લાગ્યા; એટલે પ્રજામાંથી રાજાને માટેની ભક્તિ અને સદ્‌ભાવ નષ્ટ થયાં; લોભને લીધે રાજાઓ અંદર અંદર લ્હડવા લાગ્યા અને ચારિત્ર્યભ્રષ્ટ હોવાથી પ્રજા પણ તેમને ધિક્કારવા લાગી. પરિણામ એ આવ્યું કે ભારતવર્ષ પરદેશીઓના હાથમાં ગયું. મુસલમાનોએ હિંદુસ્તાનમાં સત્તા મેળવવા પ્રયત્ન કર્યો અને ધીમે ધીમે એવો સમય આવ્યો કે મોગલો ભારતવર્ષમાં સાર્વભૌમ રાજા થયા..

છતાં પણ ભારતવર્ષમાં કાંઇક સત્ત્ર રહ્યું હતું. હિંદુસ્તાનનો પુનરૂદ્ધાર કરવા મહારાજા શિવાજીનો જન્મ થયો. ન્હાનપણથીજ તેમણે મહાભારત અને રામાયણમાંથી પ્રાચીન રાજાઓનાં ચરિત્ર શ્રવણ કર્યાં. અત્યારના રાજાઓ અથવા પ્રજાને મહાભારત અને રામાયણમાંથી કાંઇ શીખવા જેવું નહિ મળતું હોય પણ મહારાજા શિવાજીને એમાંથી દિવ્ય જ્ઞાન મળ્યું. પ્રાચીન ભારતવર્ષના પ્રાચીન રાજાઓનાં આદર્શજીવન જોઇને તેમને ભારતવર્ષનો પુનરુદ્ધાર કરવા પ્રેરણા થઈ. શિવાજી મહારાજે કાર્યક્ષેત્રમાં ઝંપલાવ્યું. તેમની ઇચ્છા કંઇક અંશે સફળ થઇ અને ફરીથી હિંદુ રાજ્યનો પાયો નખાયો.

શિવાજી મહારાજના અવસાન પછી તેમના વંશજો આર્યભૂમિના આદર્શ રાજાઓનાં જીવન વિસરી ગયા. પુનઃ તેઓ લોભ, મોહ અને મદિરાને વશ થઇ પડ્યા. શિવાજી મહારાજે સ્થાપેલા એક મરાઠા રાજ્યમાંથી ગાયકવાડ, હોલ્કર, પેશ્વા અને સિંધિયાનાં રાજ્ય થયાં. એક માતાનાં આ બાળકો ભ્રાતૃભાવથી રહ્યાં હોત તો ભારતવર્ષ પરતંત્ર ન થાત. પણ ઇશ્વરને કાંઇ જુદુંજ ગમ્યું! હોલ્કર, સિંધીયા ઇત્યાદિ આપમતલબી, મિથ્યાભિમાની અને રાજધર્મથી ભ્રષ્ટ એકએકની ઇર્ષ્યા કરવા લાગ્યા અને પરિણામ એ આવ્યું કે ભારતવર્ષ પુનઃ

પરદેશી પ્રજાના હાથમાં ગયું. અફસોસ! ભારતવર્ષને પરતંત્ર, ગરીબ અને દુઃખી કરનાર તેના રાજા મહારાજાઓ અને પ્રજાજનોજ છે.

વીસમી સદીના દરેક ભારતવાસીમાં સ્વદેશનો પુનરુદ્ધાર કરવાની ઇચ્છા પ્રદીપ્ત થઇ છે. પણ હિંદુસ્તાનનો પુનરુદ્ધાર ક્યારે થશે? જ્યારે હિંદુસ્થાનના રાજાઓ 'રાજધર્મ' અને પ્રજા 'પ્રજાધર્મ' યથાર્થ સમજી તદનુસાર વર્તશે ત્યારે. જ્યારે હિંદુસ્તાનના ક્ષત્રિય તેમજ મુસલમાન રાજાઓ પ્રજાનો વિશ્વાસ અને પ્રેમ મેળવી પ્રજાની મદદથી કાર્યક્ષેત્રમાં ઝુકાવશે ત્યારેજ હિંદુસ્તાનનો પુનરુદ્ધાર થશે! ઉદાર અને ન્યાયપ્રિય બ્રિટિશ સરકાર દેશી રાજ્યોના વહીવટમાં વચ્ચે પડતી નથી એટલે દેશી રાજાઓ ધારે તો હિંદના પુનરુદ્ધારના કાર્યમાં ઘણું કરી શકે એમ છે. રાજાઓ ભારત વર્ષના પ્રાચીન આર્ય રાજર્ષિઓની પેઠે નીતિવાન, ધર્મપરાયણ અને લોકહિતેચ્છુ થઇ પ્રજાને સમયાનુકુળ શિક્ષણ આપે તો તેમનું તેમજ પ્રજાનું ઉભયનું કલ્યાણ થાય! કુટુંબનો એક માણસ સજ્જન હોય તો આખું કુટુંબ સુધરે છે તેમ દેશનો રાજા સાધુ, સજ્જન અને પ્રજાવત્સલ હોય તો તેથી આખો દેશ તેવોજ થાય છે. ભારતવર્ષના હિતચંતકો તેના પુનરૂદ્ધારને માટે અનેક સાધનો યોજતા હશે પણ જ્યાં સુધી કોઇ સત્તાધારી વ્યક્તિ એ કામ નહિ ઉપાડે ત્યાં સુધી પુનરુદ્ધારનું કાર્ય મંદગતિથી ચાલશે.

વડોદરાના મહારાજાધિરાજ શ્રી સયાજીરાવ, માઇસોરના મહારાજા તથા બીજાં ઘણાં દેશી રાજ્યોનાં રાજાઓ પોતાની જોખમદારી સમજ્યા છે અને પ્રજામાં નવીન ચેતન લાવવા પ્રયત્ન કરી રહ્યા છે. એ જોઇ દરેક ભારતવાસીને આનંદ થાય છે અને એવા દરેક રાજાઓ તરફ પૂજ્ય બુદ્ધિ થાય છે.

'રાજર્ષિ ચંદ્રજિત'ના આદ્ય લેખક બર્દવાનના મહારાજાધિરાજ બિજયચંદ્ર કે. સી. આઇ. ઈ; આઇ. એમ. ઇત્યાદિ છે. બંગાળી પુસ્તકો વાંચતાં એ પુસ્તક મારા વાંચવામાં આવ્યું અને એક રાજાને હાથે લખાયલું હોવાથી એમાં કંઇક વધારે રસ પડયો. એક રાજાને હાથે લખાયલા "રાજાને નીતિનું શિક્ષણ આપનાર અને પ્રાચીન આર્ય રાજર્ષિનીપેઠે રાજાને વૃદ્ધાવસ્થામાં સંન્યસ્ત આપનાર" પુસ્તકનો લાભ ગુજરાતના રાજા, ઠાકોરો, તાલુકદારો અને પ્રજાને આપવા સેવકે તેનું ભાષાંતર કરી પ્રસિદ્ધ કર્યું છે; છતાં પણ એ પુસ્તક કોઇ વિદ્વાન કાંઇ રાજકર્ત્તાને નિરૂપયોગી લાગે તો ક્ષમા માટે પ્રાર્થના છે.

આ પુસ્તકના આદ્ય લેખક બર્દવાનના મહારાજાધિરાજ મી૰ સિંહાની જગ્યાએ વાઇસરૉયની કાઉન્સીલમાં નીમાયા હતા ગાયત્રી, પંચદશી, માનસલીલા, કેટલાક પત્રો ઇત્યાદિ એમનાં લખેલાં પુસ્તકો ઉપરથી માલુમ પડે છે કે મહારાજા એક અત્યંત ધર્મિષ્ટ, વિદ્વાન, ઉચ્ચવિચારના અને બહુ નીતિપરાયણ માણસ છે. " રાજર્ષિ ચંદ્રજિત " ગુજરાતની પ્રજા અથવા રાજકર્ત્તાઓનો આદર પામશે તો ભવિષ્યમાં સેવક મહારાજાનાં બીજાં પુસ્તકો સેવામાં રજુ કરશે.

ન્હાનકડું પુસ્તક અને પ્રસ્તાવના લાંબી; એ જોઇ કોઇ હાંસી કરે એવા ભયથી ગુજરાતમાં બર્દવાનના મહારાજા જેવા વિદ્વાન, નીતિમાન્ અને ધર્મપરાયણ રાજાઓ થાઓ અને ભારતવર્ષના દરેક રાજાઓ પ્રાચીન રાજર્ષિના આદર્શ જીવનને સ્મરણમાં રાખી ભારતોદ્ધારના કાર્યમાં મદદરૂપ થાઓ એવી પ્રભુ પ્રાર્થના સાથે इत्योम् तत्सत्.

એમ. એમ. શાહ.

# "રાજર્ષિ ચંદ્રજિત્"



બર્દવાનના મહારાજાધિરાજ ઓનરેબલ સર
બિજયચન્દ્ર મહતાબ કે. સી. એસ. આઈ.
ઇ. આઈ અને એમ. પ્રણીત બંગાળી
નાટક ઉપરથી અનુવાદ કરનાર


**મગનલાલ મુગટરામ ભટ્ટ**

પોસ્ટ ઑફિસ
**બીલીમોરા.**





સુરત—ચૌટાના પુલપર આવેલા "સુરત સીટી" પ્રીન્ટીંગ પ્રેસમાં
ઠાકોરદાસ માનસિંહે છાપ્યું.

# પાત્રપરિચય.



ચંદ્રજિત્...........પુષ્પનગરના મહારાજાધિરાજ.

ઇન્દ્રજિત્...........ચંદ્રજિતનો પાટવી પુત્ર.

સુમતિ............ ઇન્દ્રજિત્‌ની રાણી.

ભાનુજિત્...........ઇન્દ્રજિત્‌નો બાળક પુત્ર.

ભોળાનાથ...........ચંદ્રજિત્‌નો મંત્રી.

કેશવ...........................ઉપમંત્રી.

પન્ના...............એક ગણિકા.

ભવાની.............સિદ્ધેશ્વરીના મંદિરનો પૂજારી.

બિલ્વગિરિ........ .ચંદ્રજિત્‌નો પટ્ટશિષ્ય

શુકલપાદ.......................બીજો શિષ્ય.

બિહારી...............ચંદ્રજિત્‌નો વિશ્વાસુ નોકર.

બ્રાહ્મણ, દર્શકવૃંદ, દંડી, ભિખારી વગેરે....

# "રાજર્ષિ ચંદ્રજિત્"



## પ્રથમ અંઙ્ક.

### દશ્ય ૧લું.

સ્થળઃ—પુષ્પનગરની રાજ્યકચેરી.

**ભોળાનાથ અને કેશવ.**

**ભોળાનાથ**—હરિ! હરિ! હવે શો ઉપાય? મહારાજાધિરાજે તો દેવી શ્રી માનસલીલાના અવસાન પછી રાજ્યકાર્યમાં ધ્યાન આપવાનું તદ્દન ત્યજી દીધું! પાંચ વર્ષ સુધી તો તેમના ઉપદેશ અનુસાર રાજ્યકાર્ય ચલાવ્યું; પણ હવે તો રાજકુમાર રાજધર્મની સીમાનું ઉલ્લંઘન કરી તેમના મનુષ્યત્વને અને નૃપત્વને કલંક લગાડે છે! ભાઇ કેશવ! કુમારશ્રી બુદ્ધિવાન્ છે એ ખરૂં; પણ હમણાં હમણાં તેઓશ્રી એટલા બધા વિલાસી થઇ ગયા છે કે તેથી તેમનું તેમજ રાજ્યનું અકલ્યાણ થશે!

**કેશવ**—ભોળાનાથજી! આપણાં તો શું પણ આપણાં સ્ત્રી પુત્ર અને કુટુંબનાં શરીર આ રાજ્યના અન્નથીજ પોષાયાં છે. આપણા લોહીના પ્રત્યેક બિંદુમાં મહારાજાશ્રી ચંદ્રજિત્નુંજ

લૂણુ છે. હાય ! આપણાથી આ રાજ્યનું અને કુમારશ્રીનું અનિષ્ટ થાય તે કેમ જોવાય ? દેવતુલ્ય મહારાજા કુમારશ્રીનાં રાજ્યધર્મ અને માનવધર્મ વિરૂદ્ધ આચરણ તરફ ધ્યાન કેમ નહિ આપતા હોય ! નિશદિન પન્નાને ત્યાં પડી રહેવું એ રાજકુમારને શોભે ? નગરના લુચ્ચા અને અનીતિવાન યુવકોના કુસંગમાં રાજકુમાર ગાવાબજાવવામાં અને નાચતમાશામાં સમય વ્યતીત કરે તે મહારાજા ચંદ્રજિતની પ્રજાને કેમ ગમશે ? પ્રધાનજી ! અનીતિવાન રાજા તરફ પ્રજાની ભક્તિ શી રીતે હોય ? અને જે પ્રજા પોતાના રાજાને ચ્હાઇ શકતી નથી તે પ્રજા અને રાજાનું કલ્યાણ ક્યાંથી થાય ? રાજા એટલે પ્રજાનો પિતા; અને પિતા રૂપી રાજાનાં આચરણ નીતિ અને ધર્મવિરૂદ્ધ હોય તો પ્રજા પણ તેવીજ થશે અને ધીમે ધીમે ઉભય અધમ થઇ જશે. પ્રધાનજી ! રાજા અને પ્રજા ઉભયને પરસ્પર એવો સંબંધ છે કે રાજાના જીવનની અસર આખી પ્રજાના જીવનપર થાય છે. આપણા રાજકુમારશ્રી આવું અધમ જીવન ગાળશે તો પ્રજાની શી દશા થશે ? રાજાએ તો પોતાના જીવનવડે સમસ્ત પ્રજાને નીતિવાન્ અને ધર્મિષ્ઠ બનાવવી જોઇએ. પ્રધાનજી ! મનુષ્ય માત્ર પોતાના જીવનને માટે જોખમદાર છે જ્યારે રાજા તો આખી પ્રજાના જીવનને માટે જોખમદાર છે. પણ હાય ! કુમારશ્રી મોહવશ થઇ રાજ્યધર્મ વિસરી ગયા ! હરિ ! હરિ ! મહારાજા ચંદ્રજિત્ જીવતાં કુમારશ્રી આમ કરે છે તો

તેમના પંચત્વ પામ્યા પછી શું થશે ? પ્રધાનજી ભારત-વર્ષના રાજકુમારો રાજધર્મથી ભ્રષ્ટ ન થયા હોત તો ભારતવર્ષની પ્રજાની સ્થિતિ આવી દયાજનક હોત ?

**ભોળા**—ભાઇ ! તમે આમ ન બોલો. કુમારશ્રી તમે ધારો છો એટલા દુષ્ટ અને વિલાસી નથી. ઇન્દ્રજીત્ ગમે તેવા પણ મહારાજ ચંદ્રજીત્‌ના કુમાર છે. તેઓશ્રી રાજ્ય-વ્યવસ્થા કરવામાં બહુ કુશળ છે. દિવસમાં માત્ર અર્ધો કલાક કામ કરે છે પણ તેમાં બધા કામનો નિકાલ કરી નાખે છે. તેમની ચપળતા અને બુદ્ધિ જોઇ હું તો આશ્ચર્ય પામું છું. ભાઈ કેશવ ! તમે ધીરજ રાખો. ચંદ્રજીતનો કુમાર ચંદ્રજીત્‌ના જેવોજ થશે અને પ્રજાને ઉન્નત અને સુખી કરશે.

**કેશવ**—પ્રભુ કરે ને આપની માન્યતા સત્ય ઠરે ! પણ વારૂ, આપણને મહારાજે આજે શા માટે બોલાવ્યા હશે ?

**ભોળા**—તે તો પ્રભુ જાણે. પણ એટલું તો નક્કીજ કે આજે કાંઈ ખાસ સૂચના કરવાની હશે. ભાઇ ! આપણા મહારાજા વિષયલુબ્ધ રાજાઓની પેઠે લોકનિંદા કરવા અને બાળકોની પેઠે રમતો રમી ક્ષુદ્ર આનંદ કરવા બોલાવે એવા નથી: ભાઇ ! પુષ્પનગરની પ્રજાએ અને રાજ્યનોકરોએ પ્રભુનો ઉપકાર માનવો જોઇએ કે તેમના મહારાજાશ્રી ચંદ્રજિતે પશ્ચિમના માત્ર સદ્‌ગુણજ ગ્રહણ કર્યા છે. પણ ભાઈ ! સમય ઘણો થઇ ગયો છે. ચાલો, મહારાજાશ્રી ચંદ્રજિત્‌નાં દર્શન કરી પવિત્ર થઇએ.

( બન્ને જાય છે. )

## દશ્ય ૨ જું.

### સ્થળ—રાજ્યમહેલમાં ચંદ્રજિતનું એકાંત ભુવન.

રાજર્ષિ ચંદ્રજીત્ વિચારમાં લીન થઇ ગયા છે. થોડોક સમય વિચાર કરી ગાવા લાગ્યા.

**ચંદ્રજીત્**—

જેમ રાખે તેમ રહેવું રે;
હવે હરિ જેમ રાખે તેમ રહેવું ......જેમ૦
'હું છું રાજા અને પ્રજા આ મ્હારી'; એવું શાને માની લેવું ?
સત્ય કહું તો રાજ્ય પ્રજાનું, મ્હારૂં શી રીતે કહેવુંરે...હવે૦
સુત્રધાર પ્રભુ પુતળી જેવો હું; નાચું નચાવે હરિ જેવું.
હું પંખીમાં પ્રાણ પ્રભુ છે: એને ચરણે ચિત્ત દેવુંરે...હવે૦
હું ચક્ષુ તો જ્યોતિ પ્રભુ છે, એને ચરણે ચિત્ત દેવુંરે.. હવે૦

( બિહારી પ્રવેશ કરે છે. )

**બિહારી**· રાજર્ષિ ચંદ્રજિતનો જય થાઓ. મહારાજ શ્રી! મંત્રીજી તથા ઉપમંત્રી આપનાં દર્શનાર્થે પધાર્યા છે.

**ચંદ્ર**—ઠીક: બન્ને રાજ્યભક્તોને આવવા દે.

**બિહારી**—જેવી મહારાજની આજ્ઞા.

(બિહારી પ્રણામ કરી જાય છે અને ભોળાનાથ અને કેશવ પ્રવેશ કરી મહારાજાને પ્રણામ કરે છે.)

**ચંદ્ર**—'કેમ ભોળાનાથજી? રાજ્યકાર્ય તો ઠીક ચાલે છે ને? મ્હારી પ્રજા તો સુખી છે ને?

**ભોળા**—(નીચું જોઇ) હા મહારાજ. પણ......

**ચંદ્ર**—પણ કહી અટકયા કેમ? પણ પછી શું તે કહી દોને ?"

**કેશવ**—મહારાજાધિરાજ! ભોળાનાથજી એમ કહેતા હતા કે કુમારશ્રી કચેરીમાં આવી યથાર્થ રાજ્યકાર્ય કરે તો કેવું સારૂં! જે કુમારશ્રીના ઉપર સમસ્ત પ્રજાનાં સુખદુ:ખનો આધાર છે તે કુમાર દિવસમાં માત્ર અર્ધો કલાક રાજ્યકાર્ય કરે તે જોઇ કયો પ્રધાન રાજી. થાય? કુમારશ્રી અર્ધો કલાક કચેરીમાં આવી બાકીનો સમય ભોગવિલાસમાં ગાળે છે તેથી ભોળાનાથજીનું હૃદય બળી જાય છે.

**ચંદ્ર**—શું કુમાર રાજ્યકાર્યમાં ધ્યાન નથી આપતા? જે દેશના આદર્શ રાજા રામચંદ્રે રાજધર્મને માટે પતિધર્મની પણ દરકાર નહોતી કરી, શું તેજ દેશના રાજકુમારો ભોગવિલાસને ખાતર રાજધર્મ ચૂકી પોતાનું અને પ્રજાનું અનિષ્ટ કરે છે? પ્રધાનજી! કયાં અમારા રામચંદ્ર, જનક અને હરિશ્ચંદ્ર અને કયાં આ રાજકુમાર! પ્રધાનજી! રાજાઓ અનીતિવાન્ અને ભોગવિલાસી થશે તો દેશની અને પ્રજાની શી દશા થશે!

**ભોળા**—કુમારશ્રી જેટલું કામ કરે છે તેટલું બહુ સારૂં કરે છે. પણ ધર્માવતાર! આપે કુમારશ્રીના ભોગવિલાસની વાત નથી સાંભળી? તેઓશ્રી દુર્લભ યૌવનનો દુરૂપયોગ કરે છે તે આપ નથી જાણતા? હાય! કુમારશ્રી પન્નાની મોહજાળમાં ફસાઇ પડયા છે અને મહારાણી સુમતિનું જીવન દુ:ખમય થઇ ગયું છે. તેમની આંખમાંથી અશ્રુતો સૂકાતાંજ નથી.

ચંદ્ર—અરે! આ હું શું સાંભળું? પ્રધાનજી તમે શું કહો છો? પન્ના! પ્રધાનજી! એ પન્ના કોણ છે? શું પુષ્પનગરની ભાવિ મહારાણી દુ:ખી છે? પ્રધાનજી! ચોખ્ખું કહો કે સુમતિને શું દુ:ખ છે! પ્રધાનજી! સત્ય કહો! શું સુરા અને ગણિકાએ રાજ્યમહેલમાં પ્રવેશ કર્યો છે?

ભોળા—(સાશ્રુનયને) માંગલ્ય સ્વરૂપ! આપના શુદ્ધ કાંચન જેવા રાજ્યમહેલમાં પાપે પ્રવેશ કર્યો છે. પ્રભુ! આપે ઘણી-વાર આ સેવકને કહ્યું છે કે "આ રાજ્ય મ્હારા જયેષ્ઠ પુત્ર જેવું છે એટલું નહિ પણ હું તો ભગવાને નીમેલો પ્રજાનો સેવક છું. સેવક પોતાના શેઠની આજ્ઞાનું યથાર્થ પાલન ન કરે તો તે આપણા રાજ્યમાં ગુન્હેગાર ગણાય છે તેમ હું પ્રજાની સેવા કરવામાં પ્રમાદ કરૂં તો ભગવાનના રાજ્યમાં ગુન્હેગાર ગણાઉં. પ્રભુ આપ આવું કહેતા હતા છતાં હવે કેમ ઉદાસીન થઇ ગયા? શું રાજર્ષિ થયા પછી રાજ્યકાર્ય તરફ બેદરકાર રહેવું એ યોગ્ય છે? એક સ્ત્રીના વિયોગને લીધે ઉન્મત્ત જેવા થઇ એકાંત સેવવું એ આપના જેવા ધર્મપરાયણ છત્રપતિને શોભે? રાજકુમારને કુછંદ, કુસંગ અને દુરાચરણથી મુકત કરવા એ આપનું કર્તવ્ય નથી?

ચંદ્ર—(હસીને) ભોળાનાથ! મ્હારા રાજ્યમાં ત્હમારા જેવા રાજ્યના હિતસ્વી અને શુભચિંતક પ્રધાન છે તેથી મ્હને બહુ આનંદ થાય છે. મ્હારા મંત્રીઓ રાજાની ખુશામત કરનારા અને પોતાના સ્વાર્થને માટે રાજાનાં દુરાચરણ તરફ દુર્લક્ષ કરી 'હાજી હા' કરનારા નથી એવું જોઇ મ્હારૂં

હૃદય આનંદથી ઉભરાય જાય છે. ભોળાનાથ! ત્હમારા જેવા શુભેચ્છક અને વિશ્વાસુ મંત્રી રાજ્યમાં છે ત્યાંસુધી મ્હારે તેમજ રાજકુમારને શી ફીકર? ભાઈ! ત્હમે એમ માનો છો કે હું એક સ્ત્રીના વિયોગથી તેના સ્મરણમાંજ કાલ જીવન વ્યતીત કરૂં છું? પણ ત્હમારૂં માનવું ખોટું છે. મ્હારૂં હૃદય માત્ર હું અને મ્હારો પરમાત્મા એજ જાણીએ છીએ. હું જેનું સ્મરણ કરવાથી ઉન્મત્ત જેવો થઈ ગયો છું તેના સ્મરણથી હૃદયમાં જે દિવ્ય આનંદનો અનુભવ થાય છે તે ત્હમારા જેવા સંસારાસકત જીવ નહિ સમજી શકે. પણ ભોળાનાથ! જેમ થાય તેમ થવા દો. રાજકુમારની ચિંતા ન કરશો. રાજકુમાર જે કરે છે તે ઠીકજ કરે છે. પૂર્વજન્મનાં શુભાશુભ કર્મના સંસ્કાર પિતાના તિરસ્કારથી નષ્ટ થઇ શકે? ભોળાનાથ? મનુષ્યને જન્મજન્માંતરના કુસંસ્કારથી મુકત કરવા પ્રભુ સિવાય કોઈ સમર્થ નથી. પ્રધાનજી! હું સર્વ સમજું છું. જે થયું છે, થાય છે અને થવાનું છે તે સર્વ હું જાણું છું માટે ધૈર્ય રાખી નિશ્ચિંત થાઓ. દયામય પરમાત્મા સર્વ સારૂંજ કરે છે. હવે તમને જે કામ માટે બોલાવ્યા છે તે સાંભળો. હવે મ્હારે જવાનો વખત થઈ ગયો છે. માત્ર થોડોજ સમય બાકી છે. માટે એટલા સમયમાં ભગવાનને નામે દેવીના મંદિરમાં થતાં પાપ અને પ્રાણીવધ આપણા રાજ્યમાંથી નિર્મૂળ કરવાં જોઇએ. કાલે સવારે હું ગૌરીનગર જઇશ; અને કેશવ! તમે ત્યાંના સિદ્ધેશ્વરી મંદિરના બો-

આદિ સંબંધી જે કાગળો હોય તે લઇ આજેજ ગૌરીનગર જાઓ. પ્રધાનજી! સ્વાર્થલુબ્ધ તામસિક વૃતિના બ્રાહ્મણો અને ભકતો પ્રેમસ્વરૂપ માતાના મંદિરમાં લોહીની નદીઓ વહેરાવે છે તે અટકાવી પ્રજાને સત્યને માર્ગે દોરવી એ પણ રાજાનો ધર્મ છે.

( ભોળાનાથ અને કેશવના ખભે હાથ મૂકી. )

મ્હારા વિશ્વાસુ રાજ્યભકતો! તમે તો મ્હારા રાજ્યના સ્તંભરૂપ છો. તમે આમ અધીરા થઇ અકળાઇ જશો તે કેમ ચાલશે? પ્રધાનજી! તમે ખાત્રી રાખજો કે જ્યાં સુધી રાજ્યની લગામ ઇન્દ્રજિતને સોંપી તેને રાજ્યાભિષેક નથી કર્યો ત્યાં સુધી મ્હારૂં શરીર રાજ્ય સેવાને માટે અહોરાત્રિ તૈયાર છે. જગતનાં દુઃખી મનુષ્યોને માટે સ્ત્રીઓની માફક આંસુ સારીશ; ભકતોની સાથે પ્રભુના ગુણ ગાઇશ પણ જ્યાં સુધી ઇન્દ્રજિત્ પ્રજાપાલન કરતાં નહિ શીખે ત્યાં સુધી મ્હારા રાજ્યની સંભાળ તો રાખીશજ. રાજકુમાર કુસંગને લીધેજ દુરાચરણ શીખ્યા છે. અને તેમના મનુષ્યત્વનો નાશ હજી નથી થયો. તેમનું ચારિત્ર્ય અવશ્ય સુધરશે. ગૌરીનગરથી આવ્યા પછી હું રાજકુમારને સુધારવાનો ઉપાય શોધી કહાડીશ. હવે તમે જાઓ; પણ એક વાત સાંભળો. હવે પછી મ્હારી પાસે સ્ત્રી વિયોગ, સ્ત્રી સ્મૃતિ અને સ્ત્રી પૂજાની વાત ન કરશો. મ્હારો માનસલીલાના પ્રતિનો પ્રેમ તમારા જેવા સંસારાસક્ત જીવો કરતાં કાંઇ જુદોજ છે. સંસારી જીવોનો પત્ની તરફનો પ્રેમ કામ અને મોહયુક્ત હોય છે જ્યારે મ્હારો પ્રેમ શુદ્ધ અને સાત્વિક હતો અને છે. ભાઇ! તમે મ્હારી શારીરિક તેમજ માનસિક અવસ્થા જોઇ જરા પણ ચિંતા ન કરશો.

તમે એમ ધારતા હશો કે ચંદ્રજિત્ એકાંતમાં રહી માનસલીલાના નામની માળા જપે છે પણ તમારૂં ધારેલું તદ્દન અસત્ય છે. ચંદ્રજિત્ હવે ક્ષણભંગુર વાસનાને અંતરમાંથી નિર્મૂળ કરી, જ્ઞાનાગ્નિથી શુભાશુભ કર્મને ભસ્મસાત્ કરી અવ્યય અને અનંત બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરવા માટેજ આ નવીન સાધના કરે છે. પ્રધાનજી! તમારે મન માનસલીલા મૃત્યુ પામી છે પણ હું તો તેને હજી પણ જીવિત માનું છું. મ્હારો પ્રેમ માનસલીલાના પંચભૂતના પૂતળા સાથે ન હતો પણ તેના પૂતળામાં વિરાજતાં બ્રહ્મસ્વરૂપ આત્મા સાથે હતો. અને તેથી અત્યારે પણ માનસલીલા મ્હારી પાસેજ છે. ભોળાનાથ! તમે નક્કી જાણજો કે મહેશ્વરને માયા સાથે અને ભગવાન શ્રીકૃષ્ણને ગોપીઓ સાથે જેવો પ્રેમ હતો તેવોજ પ્રેમ ચંદ્રજિતને એની માનસલીલાપર હતો. ચંદ્રજિતનો માનસલીલાના દેહપરનો પ્રેમ નિર્મૂળ થયો છે પણ હજી માનસલીલા સાથે અદ્વૈત નથી સધાયું. પ્રધાનજી! જે દિવસે ચંદ્રજિત્ હિમાલયની કૈલાસ ટેકરીપર આવેલા માનસસરોવરના તટ પર પોતાનો નવો આશ્રમ સ્થાપન કરશે, જે દિવસે તેના અંતરમાં રહેલી તામસિક વૃત્તિઓ નાશ પામશે, જે દિવસે આંતર્જગતમાં આત્મભાનુનો ઉદય થવાથી ચંદ્રજીતને આનંદ સ્વરૂપનો સાક્ષાત્કાર થશે તે દિવસે મ્હારી સાધના પૂર્ણ થશે. તે દિવસે તમે અથવા જે પાસે હશે તે સમજશે કે ચંદ્રજીતની સાધના રાજધર્મ વિરૂદ્ધ ન હતી. બાઇ! હવે તમે જાઓ.

[ ઉભય મંત્રી ચંદ્રજિતનાં વચન સાંભળી આશ્ચર્ય પામે છે અને જાય છે. ]

ચંદ્ર—( સ્વાગત ) આજે માનસલીલાનું સ્મરણ કરાવવા આ શીદ આવ્યા હશે ! હવે ચંદ્રજિત્ અને માનસલીલા એકરૂપ છે ! હવે હૃદયાકાશમાં શબ્દ અને જ્યોતિનો ભિન્ન વિકાસ નથી ! હવે સર્વ જ્યોતિર્મય છે. હરિ ! હરિ ! એ બિચારા મોહલુબ્ધ જીવ નિષ્કામ ભક્તિ અને નિષ્કામ કર્મનું રહસ્ય શું જાણે ?

( ક્ષણવાર ધ્યાનમગ્ન થઇ ગાય છે. )

સતત સ્મરણ કરૂં; સત્ય ૐકારી;
જગત અનિત્યગણું; સત્યનો ભિખારી. સતત૦
મન કહે છોડી દેવું; કર્ત્તવ્યનું એમ કે'વું;
"કર્મ બ્રહ્મ, કર્મ એજ, કર્મ ક્ષયકારી". સતત૦

[ પડદો પડે છે. ]



# દ્વિતીય અંક

## દશ્ય ૧લું.

સ્થળઃ—ગૌરીનગર–સિદ્ધેશ્વરીનું મંદિર.

(મંદિરના આંગણામાં ઘેટાં બકરાંનાં હાડકાં અને મુંડાદિ અવયવો પડયાં છે, એક બકરૂં યુપ કાષ્ટ સાથે બાંધ્યું છે, પૂજારી ભવાની, સંહારક અને દર્શનાર્થે આવનાર માણસો ત્યાં ઉભા રહ્યાં છે.)

**એક દર્શક**—પૂજારી મહાશય! દરબાર તરફનો ભોગ ધરાવ્યા વિના દેવીને બીજા ભોગ કેમ ધરાવ્યા? **માજીને** સર્વથી પ્રથમ દરબારી ભોગ ધરાવાય છે તે તમે નથી જાણતા? રાજસેવકો આ વાત જાણશે તો તમારી શી દશા થશે?

**ભવાની**—ભાઇ, તું શા માટે ગભરાય છે? આ મંદિર કંઇ દરબારનું નથી! મંદિર તો મ્હારી પોતાની મિલ્કત છે. માજીની સેવા પૂજાને માટે વર્ષાસન મળે છે. કાંઇ માસિક વેતન નથી મળતું. વળી પૂજા મહારાજાના નામનો સંકલ્પ કરી આરંભી છે. રાજાને હજી વધુ શું જોઇએ? દરબારનો ભોગ પહેલો થાય કે છેલ્લો થાય તેમાં રાજાનું શું જતું રહેશે? રાજા કાંઇ મારૂં માથું તો નહિ કાપે ને?

(**ભવાનીના** હાવભાવ અને ચાળા જોઇ લોક હસવા લાગ્યા,)

**એક દર્શક**—(ક્રોધથી) ધિક્કાર છે તમારા જેવા બ્રાહ્મણને! આટલી બધી ઉદ્ધતાઈ! અરે તમે જેનું ખાઓ છો તેનીજ નિંદા કરતાં તમારી જીભ કેમ નથી કપાતી? પૂજારી મહાશય! તમે જાણતા નથી કે મહારાજાધિરાજ ચંદ્રજિત્ આજે આ નગરમાંજ છે તેઓશ્રી મંદિરે મંદિરે ફરેછે. તેમને કાને તમારી વાત જશે તો તમને અને સાથે સાથે સર્વ નગરવાસીની રાજ્યભક્તિને કલંક લાગશે!

(ચંદ્રજીતનું ગુપચુપ આગમન, અને આંગણામાં એક બાજુએ ઉભા રહેવું.)

**ભવાની**—(દર્શકને) મહાશય! ગુસ્સે ન થાઓ. અરે! પેલો દરબારનો ભોગ લાવો.

**સંહારક**—(આગળ આવી) દરબારનો ભોગ આ રહ્યો! બકરો કેવો દુર્બળ છે!

**ભવાની**—હવે વાર શા માટે કરવી? મા! મા! જગદંબા? જગદીશ્વરી! આ દરબારના ભોગનો સ્વીકાર કરો. મા! મહારાજાના અન્નથી આ દેહ પોષાયો છે તોપણ કહેવું પડે છે કે મહારાજા ચંદ્રજિત્ બ્રહ્મવાદી થઈ સર્વ નાશ કરવા બેઠા છે.

(ભવાની ઘુંટણીએ પડે છે સંહારક ખડગ ઉગામે છે; એટલે ચંદ્રજિત્ પાછળથી હાથ ઝાલે છે.)

**ચંદ્ર**—(ગંભીર સ્વરે) દુષ્ટો! મનુષ્યરૂપમાં વિચરતાં રાક્ષસો! યૂપકાષ્ટથી બકરાને છોડી દો!

(ચંદ્રજિતની ગંભીર મૂર્તિ જોઇ શોકવૃંદ વિખરાવા લાગ્યું; ભવાની ક્રોધ અને ભયથી એકી ટસે ચંદ્રજીતની સામું જોવા લાગ્યો.)

ચંદ્ર—કેશવ! કેશવ! (કેશવ ઉતાવળો ઉતાવળો પ્રવેશ કરે છે)

ચંદ્ર—કેશવ! તમે આ મંદિર સંબંધી કાગળીઆં તપાસ્યાં.?

કેશવ—હા મહારાજ! કાગળીઆં જોતાં માલુમ પડે છે કે આ મંદિરને વર્ષાસન અપાય છે. અને મહારાજાના હિતાર્થે દરવર્ષે બલિદાન માટે એક બકરો અપાય છે.

ચંદ્ર—હાય! મારા હિતને માટે અજ્ઞાન, અવાક્ અને નિર્દોષ પ્રાણીનું બલિદાન! શું ચંદ્રજિત્ હજી પણ ધર્મને નામે થતાં પાપ ચાલવા દેશે? કેશવ! માતાને જીવતા પ્રાણીનું બલિદાન આપવું એ ધર્મ નથી પણ અધર્મ છે. આ મંદિર મ્હારા રાજ્યમાં છે અને તેથી આ મંદિરમાં થતાં પાપનાં પરિણામ રાજ્યને અને પ્રજાને ભોગવવાં પડશે; એટલે જેઓ તામસિક પ્રકૃતિના ઉપાસક હોઇ પ્રેમમયીના મંદિરમાં લોહીની નીકો વહેવરાવે છે. જે પાપાત્માઓ ઇશ્વરના જગજ્જનનીત્વને દૂષિત કરી તેમને તેમનાં બાળકોનો ભોગ આપે છે, જેઓ પોતાની મલિન વાસના પરિતૃપ્ત કરવા ધર્મને ઓથે રહી આવાં પાપ કરે છે અને જેઓ પોતાની તામસિક પ્રકૃતિનું આરોપણ સચ્ચિદાનન્દમયી માતામાં કરે છે તેવા દુષ્ટ અને અજ્ઞાન માણસોના વિચાર પ્રમાણે આ મંદિરમાં નહિ થાય. કેશવ! ગૌતમ બુદ્ધની વાણી અને શંકરાચાર્યની વેદાંત શિક્ષાથી પણ ભારત વર્ષમાં ચાલતી

શક્તિપૂજા નિર્મૂળ ન થઈ! અને તેથીજ જ્ઞાનગર્ભિત ભારતમાતાનાં સંતાનો દિનપરદિન અંધકાર કૂપમાં ડૂબતાં જાય છે અને પુણ્યનો માર્ગ ત્યજી પાપ માર્ગે જાય છે. કેશવ! ભારતવાસીઓ અજ્ઞાનાંધકારમાં પડી કનૈયાની મધુર મુરલીનું ગાન ભૂલી ગયા, પ્રેમીઓ ગોપીનો પ્રેમ, બ્રાહ્મણો હિમાલયનાં શિખરપર ગવાયેલાં વેદનાં ગાન અને વેદાંતીઓ પવિત્ર ૐકાર ધ્વનિ ભૂલી ગયા, અને તેને બદલે ધર્મને નામે આ પાપ થવાં લાગ્યાં! હવે ચંદ્રજિત્ આવા પાપને ઉત્તેજન આપે એવું નહિ બને! ચંદ્રજિત્ એક રાજા છે અને એનો રાજધર્મ એવું કહે છે કે પ્રાણીમાત્ર તરફ દયા રાખી અન્યને સુખ આપવું. કેશવ! રાજાઓએ તો પ્રજાના હિતને માટે અને પ્રાણી વર્ગના સુખને માટે પોતાના સ્વાર્થનો અને સમય આવે તો પોતાના દેહનો પણ ભોગ આપવો જોઇએ તો શું હું મ્હારા રાજ્યમાં ધર્મને નામે મ્હારા એકના હિતને માટે (જો કે એમાં મ્હારૂં હિત નથી) હજારો નિર્દોષ પ્રાણીઓનો વધ થવા દઇશ? કેશવ! આજે ને આજે પુષ્પનગરના રાજ્યનાં સર્વે મંદિરોના પૂજારીને લખી દો કે આજ પછી મંદિરમાં કોઇપણ પ્રાણીનું બલિદાન અપાશે તો પૂજારીને દેહાંત દંડની શિક્ષા થશે. કેશવ! મારૂં કલ્યાણ એક બકરા અથવા કોઇપણ પ્રાણીના બલિદાનથી નહિ થાય; પણ મહામાયાની સાત્વિક ભક્તિ કરી તેમના બાળકોને સુખ આપીશ તોજ મ્હારૂં કલ્યાણ થશે. મ્હારા મનરૂપી અજાનું દેવીને બલિદાન આપીશ તોજ

જગદીશ્વરી પ્રસન્ન થશે. હું આજથીજ પ્રાણીવધ કરવાની બંધી કરૂં છું. કેશવ! હમણાને હમણા દેવીને માટે ફળફળાદિ પ્રસાદની વ્યવસ્થા કરો.

કેશવ—જેવી મહારાજાની આજ્ઞા. (કેશવ ઝડપથી ચાલ્યો જાય છે)

ચંદ્ર—(ભવાની તરફ જોઈ) ભવાની, તું જે તંત્રનો ગૂઢાર્થ સમજતો હોત, દેહપરની આસક્તિ છોડી લોહી અને પાણી, કાંચન અને લોષ્ટ, માંસ અને મૃત્તિકા સમાન સમજતો હોત તો બકરૂં શું પણ મનુષ્યનું બલિદાન આપતાં પણ હું તને ન અટકાવત, અને ભાઈ તું એવું કરત પણ નહિ. તમે દેવીભક્તો માયામમતા છોડવાને બકરા ઘેટાં જેવાં નિર્દોષ પ્રાણીનો ભોગ આપો છો તેના કરતાં તમારાં સ્ત્રી પુત્ર અને સગાંવ્હાલાંનો ભોગ આપતા હોત તો તેથી તમને ફાયદો થાત. પણ દુષ્ટો! તમે તમારા પૂર્વપુરૂષોએ લખેલાં શાસ્ત્રોનો ગૂઢાર્થ સમજતા નથી અને ધર્મ કરવા જતાં અધર્મ કરો છો. તમે તો માત્ર સ્વાર્થને માટેજ બિચારાં નિર્દોષ પ્રાણીનો વધ કરો છો. ધિક્કાર છે તમને અને તમારા બ્રાહ્મણત્વને! તમે બ્રાહ્મણ નામને કલંક લગાડો છો. નિર્દોષ પ્રાણીને બદલે તમારા જેવા નિર્દય અને ખૂની માણસોને આ યૂપકાષ્ટ સાથે બાંધી બલિદાન આપું તો તેથી જગદંબા વધારે પ્રસન્ન થશે. ધિક્કાર છે તમારાં હૃદયને કે જેમાં દયા નથી! પ્રાણી માત્રને ચ્હાવાને બદલે તેનો સંહાર કરો છો એ તમારૂં

બ્રાહ્મણુત્વ કે! તમારા જેવા બ્રાહ્મણો ભારતવર્ષમાં ન
હોત તો ભારતવાસીઓ બહુ સુખી અને ધર્મિષ્ટ હોત!

(ચંદ્રજીત યૂપકાષ્ઠથી બકરૂં છોડી ખભે મૂકી સજલ નેત્રે
માતાનું સ્તવન કરે છે. સાથે લોકો પણ ગાવા લાગે છે.)

नमस्ते शरण्ये शिवे सानुरुपे
नमस्ते जगद्व्यापिके विश्वरुपे।
नमस्ते जगद्वन्द्य पादारविंदे
नमस्ते जगत्तारिणि त्राहि दुर्गे ॥
नमस्ते जगच्चिन्त्यमानस्वरूपे
नमस्ने महायोगिनि ज्ञानरुपे।
नमस्ते सदानन्द नन्दस्वरुपे
नमस्ते जगत्तारिणि त्राहि दुर्गे ॥
अनाथस्य दीनस्य तृष्णातुरस्य
भयार्त्तस्य भीतस्य बद्धस्य जन्तोः।
त्वमेका गतिर्देवि निस्तारदात्रि,
नमस्ते जगत्तारिणि त्राहि दुर्गे.

(સ્તવન પૂરૂં થતાં મહારાજા ચંદ્રજિત્ ધ્યાનમગ્ન સ્થિતિમાં બોલવા લાગ્યા)

ચંદ્ર—મા! દયામયી છો. ત્હમારાં મંદિરમાં ત્હમારા નામે તમારાં બાળકોનો વધ થાય એ મ્હારાથી કેમ જોવાય? મા! જો તમે ભોગથી પ્રસન્ન થતાં હો તો બકરાને બદલે મારો ભોગ લો! મા! પણ તમે કલ્યાણ સ્વરૂપ છો. તમે તો બાળકોનું કલ્યાણજ ઇચ્છો છો. તામસિક વૃત્તિના દેવીભક્તો

ત્હમારે નામે પાપજ કરે છે. મા! સાત્વિક ભક્તિ અને સાત્વિક પ્રેમ વિના તમે પ્રસન્ન થતાંજ નથી. મા! ચંદ્રજિત્ તો આ સાત્વિક ભક્તિજ માગે છે. મા!

(એવામાં કેશવ બ્રાહ્મણ સાથે પ્રસાદ લઇ આવી પહોંચે છે.)

**કેશવ**—મહારાજાનો જય થાઓ! ફળ પ્રસાદ તૈયાર છે.

**ચંદ્ર**—જય જગદંબાનો થાઓ; ચંદ્રજીતનો નહિ. (ભગવતીની તરફ જોઇ) ભવાની! જગજ્જનનીને ભોગ ધરાવો.

(ભવાનીએ ધ્રુજતાં ધ્રુજતાં ભોગ ધરાવ્યો. લોકો "મહામાયાનો જય" "રાજર્ષિ ચંદ્રજિતનો જય" એવા આનંદધ્વનિ કરવા લાગ્યા. ચંદ્રજિત્ ધ્યાન ધરી કહેવા લાગ્યા)

**ચંદ્ર**—મા! મહામાયા! આજીવન હું તો તારાથી બ્હીનેજ રહું છું. મા! કૃપા કરો કે હું તમારી તામસિક માયામાં લુબ્ધ ન થાઉં. પણ 'મા! મા!' પુકાર કરી સાત્વિક પ્રેમમાં મસ્ત થાઉં. મા! પિતા અને માતા એકરૂપ છે તેમ પરમાત્મા અને તેની શક્તિ એકજ છે. મા! માતાની કૃપા વિના પિતાની કૃપા અલભ્ય છે માટે મા! હું તો તમારૂં મધુર નામ લઈ તમારી કૃપા પ્રાપ્ત કરી મ્હારા હૃદયનાથ ચિદાનંદ પરમાત્માનાં દર્શન કરીશ.

બોલતાં બોલતાં મહારાજા ચંદ્રજિત્ ધ્યાનમગ્ન થઇ ગયા આંખમાંથી પ્રેમાશ્રુધારા વહેવા લાગી. થોડીવાર પછી રામપ્રસાદનું એક ભજન ગાવા લાગ્યા.)

**ચંદ્ર**—

મન ચાલોરે, ભવ સંસારની વાટે, જાશું મુક્તિ ધામને ઘાટે;
ચાલો લઇએ મા કલ્પતરૂ ફળ મીઠાં, પુરૂષારથ ચાર અમૂલા—ટેક.

પ્રવૃત્તિ નિવૃત્તિ બે નારીરે, નિવૃત્તિનો સાથ સ્વીકારીરે,
પુત્ર વિવેક સાથે લેજોરે, જ્ઞાન ગભીરીરે વાતડી કે'શે વાટે.—જાશું.
મન મ્હારારે શુચિ અશુચિની સાથે, જ્યારે રે'શો એકજ ભાવે;
જ્યારે થાશેરે બે પર સરખી પ્રીતિ, ત્યારે થાશો માની ઝાંખી.
અહંકાર અવિદ્યા તારાંરે, માતતાતનાં મ્હોં નવ જોવાંરે,
જો મોહ ખેંચે તને વમળેરે, ચૂડ ભરજોરે જ્ઞાનતરૂને બાથે.—જાશું.
બે બકરારે ધર્મ અધર્મને માનો, તેને ખેંચી ખીલે બાંધો,
નવ ગાંઠેરે જો બળ ખૂબ બતાવે, શિર કાપો જ્ઞાન કટારે.
પ્રવૃત્તિ પ્રિયાના પુત્રોરે, તેને દૂર થકી સમજાવોરે;
ના માને બોધ તમારોરે, જ્ઞાન અસિએરે નાંખો હણી સઉ સાથે.—જાશું.

( 'જ્ઞાન અસિએરે નાંખો હણી સઉ સાથે' એ પંક્તિ વારંવાર બોલતા મહારાજા ચંદ્રજીત્ બકરાને ખાંધપર લઇ ચાલ્યા જાય છે. )

## દશ્ય ૨ જું.

### સ્થળ—ગૌરીનગરનો રાજમાર્ગ.

(કેટલાક ભિખારી ગાતા ગાતા ચાલ્યા જાય છે.)

જગતનાથ! હૃદયનાથ! જય જય જય ત્હારો;
ચંદ્રજિત્ રાજરૂષી! જય જય જય ત્હારો.—જગનાથ!
પાપમુક્ત પૃથ્વી કરી; શુદ્ધ ભક્તિ શ્રેષ્ઠ ઠરી;
દયામયી! મહદ્ શક્તિ! જય જય જય ત્હારો.—જગનાથ!

( ગાતા ગાતા સર્વે ચાલ્યા જાય છે. )

## દૃશ્ય ૩ જું.

### ગૌરીનગર—ગંગાતટ.

(એક સંન્યાસી પ્રેમોલ્લાસથી ગાય છે.)

ગંગા કહો, સિંધુ કહો, પણ જળરૂપે બે એક છે;
સુરા કહો, સુધા કહો, જલતત્ત્વ બેમાં એક છે.—ગંગા૦
અજ્ઞાની જીવ માયાવડે જુએ જગમાં ભિન્નતા,
જ્ઞાની ત્યજી માયા જુએ ત્યાં એકને બસ એક છે.—ગંગા૦

( ચંદ્રજિત્ પ્રવેશ કરે છે. )

**ચંદ્ર**—મહારાજ! દાસાનુદાસ પ્રણામ કરે છે.

**સંન્યાસી**—કોણ? મહારાજા ચંદ્રજિત્! કાલે સિદ્ધેશ્વરીના મંદિરમાં ઠીક પરાક્રમ કર્યું. હરિઃૐ! હરિઃૐ!

**ચંદ્ર**—મહારાજ! પરાક્રમ શેનું? પરાક્રમ કરવાનું સેવકમાં શું સામર્થ્ય છે? પરાક્રમ કોણે કર્યું? શા માટે કર્યું? શું કર્યું? પરાક્રમ એ તો માત્ર પરમાત્માજ જાણે છે. મહારાજ! હું તો પૂતળું અને સૂત્રધાર તો સચ્ચિદાનંદ પરમાત્માજ છે.

**સંન્યાસી**—ચંદ્રજિત્! ગંગાતટપર સ્મશાનવાસી થઇને અને કૌપીન ધારણ કરી ભિક્ષા માગીને જે તિતિક્ષા અને જ્ઞાન હું નથી મેળવી શકયો તે અલભ્ય તિતિક્ષા અને આત્મજ્ઞાન તમારા જેવા ચક્રવર્તી અને વિલાસમાં રહેનારા નૃપતિ કેવી રીતે શીખ્યા હશે? ધન્ય રાજર્ષિ ચંદ્રજિત્! તમને

ધન્ય છે ! ધન્ય છે તમારાં જન્મજન્માંતરનાં સત્કર્મ, સાધન અને પ્રેમભક્તિને ! મહારાજા ! અંદરનો રંગ પલટાઇ ગયો છે પણ બ્હારનો પલટાવાની કેટલી વાર છે ? બ્હારનો રંગ પલટયા વિના લોકશિક્ષા અને લોકકલ્યાણ યથાર્થ નહિ થાય. રાજકુમાર ભોગવિલાસમાં પડયા છે તેમાં તમારે શું ? એ તો કાળ જતાં ઠેકાણે આવી જશે. વત્સ ! હવે હું તો જાઉં છું. હવે બ્રહ્મજ્ઞાન ઉત્પાદક હિમાલયમાં દર્શન થશે.

( સંન્યાસી જાય છે. )

ચંદ્ર—( સ્વગત ) ધીમે ધીમે બધું થશે. ફળ સંપૂર્ણ પરિપક્વ થશે ત્યારે આપોઆપ રંગ બદલશે ! હે ભગવાન્ ! હે જ્ઞાનસ્વરૂપ ! મ્હારૂં ક્ષુદ્ર ‘ અહં ’ સચ્ચિદાનંદ સ્વરૂપમાં લીન થાય એવું સદ્‌ભાગ્ય ક્યારે પ્રાપ્ત થશે ? હે પ્રભુ ! આપનાં જયગાન કરતાં, આપના ગુણાનુવાદ ગાતાં નિજત્વ ભૂલી બ્રહ્મત્વ ક્યારે પામીશ ?

(બોલતાં બોલતાં બંધ થઇ જાય છે. થોડીક ક્ષણ પછી નેત્ર બંધ રાખી ગાય છે. )

ચંદ્ર—

न धनं न जनं न सुन्दरीं
कवितां वा जगदीश कामये ।
मम जन्मनि जन्मनीश्वरे
भवताद्भक्तिरहैतुकी त्वयि ॥

પ્રભુ! હે દયામય! હે માયેશ્વર! માયાથી બહુ ઠગાયો. હવે કર્મદોર સંકેલી લો. (આંખમાં આંસુ સાથે) મા! સચ્ચિદાનંદમયી! ચિદાનંદરૂપનાં દર્શન આપી દાસને કૃતાર્થ કરો. ॐ तत्सत्! ॐ तत्सत्!
(હરિઃૐ, હરિઃૐ બોલતા બોલતા મહારાજા ચાલ્યા જાય છે.)

# તૃતીય અંક

## દૃશ્ય ૧ લું.

સ્થળ—પુષ્પનગરનો રાજમહેલ.

(ઈન્દ્રજિતનું વિલાસગૃહ—ઈન્દ્રજિત્ વિચાર કરે છે.)

ઈન્દ્ર—(સ્વગત) અરે! આજ હજી પન્ના કેમ ન આવી? ગૌરીનગરથી આવ્યા પછી મહારાજા મ્હારી હિલચાલની બારીક તપાસ રાખે છે પણ તેમાં શું થઇ ગયું? મહારાજ એમની પેઠે મ્હને પણ ઉદાસીન અને એકાંત જીવન ગાળવા કહે એ કેમ બને? રાજકાર્યથી પરવારી પન્ના સાથે પ્રેમવિલાસમાં અને મિત્રો સાથે ગાવા બજાવવામાં આનંદથી થોડો સમય ગાળું તેમાં કોને નુકસાન છે? અને એમાં વળી નુકસાનજ શું છે? (થોડો સમય વિચાર કરી) હા! નુકસાન તો મનેજ છે? ખરેખર! આવું કરવામાં નુકસાન હશે? આવું ન કરૂં તો જીવન આનંદ-

શૂન્ય અને ઉદાસીન નહિ થાય? પણ હા! પિતા પણ એક વખત મ્હારા જેવા યુવાનજ હશે. વળી એમને તો રાજ્યાસન પણ અલ્પ વયે મળ્યું હતું. પણ આવા અતુલ ઐશ્વર્યમાં રહેવા છતાં પણ પિતાશ્રીએ ભોગવિલાસ અને કુછંદમાં જીવન ગાળ્યું હોય એવું કદી નથી સાંભળ્યું! શું પિતાશ્રી યુવાવસ્થામાં ઇન્દ્રિયદમન કરી નીતિથી રહેતા હતા તેથીજ આટલી ઉમ્મરે સશક્ત છે? શું તેથીજ તેઓશ્રી નિર્લિપ્ત રહી રાજકાર્ય કરી શકતા હશે? શું તેથીજ રાજ્યમાં સર્વત્ર પ્રભુતુલ્ય પૂજાતા હશે? હાય? ઇન્દ્રજિત્! તેં તારૂં જીવન ધૂળમાં મેળવ્યું છે? સદાચરણ અને ધર્માવતારરૂપ ચંદ્રજિતનો પુત્ર દુરાચરણી અને અધર્મી ગણાયો! હાય! મ્હને પિતાના જેવું શુદ્ધ જીવન ગાળવાની અભિલાષા કેમ નથી થતી?

( વિમર્ષવદને પન્ના પ્રવેશ કરે છે )

પન્ના—મહારાજ શા વિચારમાં છે!

ઇન્દ્ર—( આનંદમાં આવી ) કોણ પન્ના? તું આવી? આવ! હું તારૂંજ સ્મરણ કરતો હતો. તારા વિચાર કરવામાંજ આ દિલ ઘેલું થઇ ગયું હતું. પણ પન્ના? તું ઉદાસ કેમ જણાય છે?

પન્ના—ચાલો દૂર જાઓ! મ્હને બોલાવશો નહિ. અહીં આવીએ ત્યારે તમારા સંન્યાસી જેવા પિતાનાં હ્રદયવેધી વચન સાંભળવાં પડેને! હવે કાલથી હું તો અહીં નહિજ આવું.

( બોલતાં બોલતાં પન્નાનું કૃત્રિમ રુદન )

ઇન્દ્ર—( નમ્રતાથી ) પણ તને શું કહ્યું તે કહે તો ખરી. પિતાશ્રી બહુ અન્યાય કરે છે.

પન્ના—અરે મ્હને તો ન કહેવાનું કહ્યું! "ઝેરી નાગણ" "મીઠી છરી" એવાં એવાં અનેક વચનો કહ્યાં.

ઇંદ્ર—" કહ્યું તો ભલે કહ્યું. તેમાં તું આટલી બધી શા માટે ગભરાય છે?

પન્ના—તમારે મન તો ભલે કહ્યું; અને મારા લોહીનું તો પાણી થઇ જાય છે. મ્હારૂં હૃદય એમના શબ્દ સાંભળી બળી જાય છે. પણ હાય! હું તમને બધું શામાટે કહેતી હઇશ? તમે સાંભળીને શું કરવાના હતા?

(ચંદ્રજિતનો પ્રવેશ અને ઇન્દ્રજીત અને પન્નાનું શરમાઇ નીચું જોવું)

ચંદ્ર—કુમાર ઇન્દ્રજિત! તમારા વિલાસભુવનમાં આવવું એ યોગ્ય નથી પણ તમને અહીં આવી, શુભ સમાચાર કહેવા કોઇએ હિમ્મત ન કરી એટલે મ્હારે જાતે આવવું પડ્યું. મ્હને પણ તમારા વિલાસભુવનમાં આવતાં તિરસ્કાર આવતો હતો પણ નિરૂપાયે આવવું પડ્યું. ભાઇ! રાણી સુમતિ દેવીએ પુત્ર રત્નને જન્મ આપ્યો છે. ઇન્દ્રજિત! તમારૂં ખાસ કામ છે; માટે મ્હારી સાથે ચાલો.

( ઇન્દ્રજિત ગૂપચૂપ પિતાની પાછળ જાય છે )

પન્ના—( સ્વગત ) ઠીક છે! રાજર્ષિ ચંદ્રજિત! તું પણ જોઇ લેજે કે હવે કોણ જીતે છે અને કોણ હારે છે! મ્હને

હૃદયવેધી વચન કહી તું સંતોષ ન પામ્યો ? અરે તું મારો શિકાર મારા હાથમાંથી લઇ ગયો ? પણ રાજર્ષિ ! તું હજી પન્નાને નથી ઓળખતો ?—અરે એ તો જીવની રાક્ષસી છે ! હવે જોઉં છું કે તારો ધર્મ જીતે છે કે મ્હારી મોહિની શક્તિ જીતે છે !

## દશ્ય ૨જું.

### સ્થળ ગૌરીનગર–ગંગાતટ.

( સંન્યાસી મહાત્મા હસતા હસતા અને ગાતા ગાતા જાય છે. )

**સંન્યાસી**—મહારાજાએ પન્નાના હાથમાં શિકાર છોડાવ્યો છે ! હવે ઇન્દ્રજિત્ સુધરશે. હવે મ્હારૂં અહીંનું કાર્ય પૂર્ણ થયું છે. હવે હિમાલયના માનસસરોવરપર જઇ ચંદ્રજિત્‌ના આશ્રમને માટે સ્થળ શોધી કહાડું. ધન્ય છે મહારાજા ચંદ્રજિત્‌ને ! ધન્ય છે રાજર્ષિ તારા યોગબળને ! !

( થોડીવાર ધ્યાન કરી ગાન આરંભે છે )

વિદ્યારૂપ, શબ્દરૂપ, સર્વરૂપ ઇશ હે,
ગુણમય, ગુણાવૃત, ગુણાતીત વિભૂ હે......વિદ્યારૂપ.
વિશ્વની વિભૂતિ તમે, જ્યોતિર્મય જ્યોતિસ્વપ્ન,
નિરન્તર અન્તરે હું રાખું હૃદયસ્વામી...વિદ્યારૂપ.

## દશ્ય ૩જું.

### સ્થળ–કાલીદીઘિને: માર્ગ.

( એક વૃક્ષ નીચે બેસી એક યુવક કાંઈ બોલ્યા કરે છે, ઈન્દ્રજિત ઘોડાપર બેસી ફરવા જતાં યુવક તરફ આકર્ષાય છે અને ઘોડો ઉભો રાખી સાંભળે છે. )

યુવક—(ગળગળા સ્વરે) *તારા ! મા ! હું તને રત્ન માનતો હતો પણ હાય ! તું કાચ નીવડી. અરે હું પાપી ! તારા કૃત્રિમ અને મલીન પ્રેમમાં મોહાંધ થઈ સત્યવતનનો માર્ગ ભૂલી ગયો ! હાય ! જીવન વ્યર્થ ગુમાવ્યું ! ત્હારા મુખનાં અમૃતરૂપ પ્રતીત થતાં વિષમય વચનથી, તારા હાવભાવ અને ગાનનૃત્યથી મનુષ્યને ઘેલા જેવ: બનાવી તેમના જીવનને તું અધમ બનાવે છે ! મા ! જે સ્તન પ્રભુએ બાળકને પોષવા આપ્યાં છે તે સ્તનદ્વયથી તું રાક્ષસીનીપેઠે હજારો હજારો મનુષ્યના પ્રાણ લે છે ! મા ! તારા ! મા ! તને આ શોભે ? તારા ' સ્ત્રી માત્ર જગદંબા સ્વરૂપ છે તો તું રાક્ષસી થઇ તારાં બાળકોને વિષયગામી શા માટે કરે છે ? ×તારા ! મા ! તારો અજ્ઞાન બાળક એટલુંજ માગે છે કે હવે તેને તારાના દ્વારમાં ન જવા દેશો. મા ! મ્હારી બુદ્ધિ ફરી છે. ગણિકાના પ્રેમમાં પડવાથી દુર્ગતિ થાય છે તે હું સમજ્યો છું ! મા ! હવે તારાના દ્વારને બદલે

*ગણિકાનું નામ. ×જગદીશ્વરી, જેને 'તારા' એવું નામ અપાય છે.

તમારા દ્વારમાં આવી આર્દ્રતાથી તમારૂં નામ પુકારીશ !

( ઇંદ્રજિત્ ઇશારો કરી યુવકને બોલાવે છે. યુવક આવ્યા પછી ઇન્દ્રજિત્ તેને સાવધાન કરે છે. )

ઇન્દ્ર—તું શું બોલતો હતો ? તારા બોલવાનો અર્થ શો ?

યુવક—મ્હાશય, આપ કોણ છો ?

ઇન્દ્ર—હું પાસેના નગરનો એક નગરવાસી છું.

યુવક—મ્હારા બોલવાનો અર્થ સમજવાની તમારે શી જરૂર છે? આપ ઘોડે બેસી ફરવા આવ્યા છો એટલે આપ કોઇ ધનવાન ગૃહસ્થ હશો. મ્હારાં વચનનો અર્થ આપને સમજવા યોગ્ય નથી.

ઇન્દ્ર—હું ધનવાન છું કે ગમે તે છું પણ તારાં વચનમાં મ્હને કાંઇ ગૂઢાર્થ લાગે છે. ભાઇ ! તારા બોલવાનો અર્થ સમજવા મ્હારૂં હૃદય બહુ ઉત્સુક છે. મ્હને જલદી સમજાવ.

યુવક—મ્હારી કથા લાંબી છે. આપનો અશ્વ નિર્દિષ્ટ સ્થાને જવાને માટે અધીરો થતો જાય છે. આપ ઘોડાપર બેઠા બેઠા મ્હારી કથા નહિ સાંભળી શકો. આપ આપના કામે જાઓ. મ્હારી વાત સાંભળવામાં કાંઇ માલ નથી.

(ઇન્દ્રજિત્ ઘોડાપરથી ઉતરી, ઘોડાને એક વૃક્ષ સાથે બાંધી યુવક પાસે આવી બેસે છે. )

યુવક—મ્હાશય ! આપ મ્હારી કથા સાંભળવા બહુ ઉત્સુક છો તો સાંભળો. " હું એક કુલીન અને પ્રતિષ્ઠિત બ્રાહ્મણનો

(બ્રાહ્મણ શબ્દ બોલતાં યુવક શરમાઇને નીચું જુએ છે અને રડે છે) એકનો એક પુત્ર છું. ન્હાનપણથી હું આ નગરમાંજ રહું છું હાય! હું ન્હાનપણમાં મૃત્યુવશ થયો હોત તો કેવું સારૂં થાત! તે નિર્દોષ અવસ્થામાં પ્રભુએ મ્હને તેના દરબારમાં તેડાવ્યો હોત તો હું કેવો સુખી થાત! મહાશય! માતપિતાએ લાડમાં ઉછેર્યો; અરે! તે ધર્મપરાયણ દંપતીને શી ખબર કે તેમનો પુત્ર કુલાંગાર પાકશે? ભાઈ! હું લાડકોડમાં ઉછરી અઢાર વર્ષનો થયો. મ્હારા કમનસીબે હું દુરાચરણી મિત્રોના કુસંગમાં પડયો. એક દિવસ હું મારા એક મિત્ર સાથે આજ સ્થળે ફરવા આવ્યો. મ્હારો મિત્ર વ્યભિચારી હતો અને વિલાસી હતો. તે મ્હને એક ગણિકાને ત્યાં જલસો જોવા તેડી ગયો. "જવું કે ન જવું" એવી મનમાં બહુ ઘડભાંગ થઇ પણ આખરે મિત્રના આગ્રહથી હું તેની સાથે ગયો. ભાઈ! તમારે સુખી થવું હોય અને શુદ્ધ જીવન ગાળી કૃતાર્થ થવું હોય તો દુરાચરણી ને વિલાસી મિત્રોના પંઝામાં ન ફસાશો! ભાઈ! કુસંગ તમને આ જંગલમાંજ, ઘોર નરકમાં લઇ જશે. ભાઈ! હું, વશિષ્ટના ગોત્રનો બ્રાહ્મણપુત્ર ગણિકાને ઘેર ગયો! ભાઈ! બ્રાહ્મણોની દશા જોઇ! મ્હારા જેવા બ્રાહ્મણો આખી બ્રાહ્મણ જાતિને કલંક લગાડે છે! હું ગણિકા સાથે વાત કરવા લાગ્યો. તેની એક બ્હેન હતી તે પણ મ્હારી પાસે આવી ગાન કરી નૃત્ય કરવા લાગી. ભાઈ! આ ગણિકાનું નામ

તારા હતું અને તેની કનિષ્ટ ભગિનીનું નામ ચંદ્રિકા હતું. હું તારાને જોઇ મદનોન્મત્ત થઈ ગયો. મહાશય! તમને તમારૂં જીવન પ્રિય હોય તો દુશ્મનો કરતાં કુછંદી મિત્રોથી વધારે ડરજો. દુશ્મનો કરતાં કુછંદી મિત્રો મનુષ્યનું બહુ અનિષ્ટ કરે છે. ભાઈ! બનતા સુધી દુરાચરણી મિત્રોનો સંગ કરશોજ નહિ અને કદાચ કર્મસંજોગે તેવા મિત્રોની મોહજાળમાં ફસાઇ જાઓ તો પ્રથમવાર અઘટિત અથવા પાપ કર્મ કરતાં બહુજ વિચાર કરજો. પ્રથમવાર પાપ કરતાં તમારૂં અંતર દુઃખાશે, તમારી આસુરિક અને દૈવી સંપત્તિઓ વચ્ચે યુદ્ધ શરૂ થશે. આ સમયે જો આસુરિક વૃત્તિને તાબે થઇ તમે પાપ કરશો તો તમારૂં જીવન નષ્ટ થશે. અને હૃદયની દુર્બળતાનો ત્યાગ કરી દૈવી વૃત્તિના આદેશને અનુસરશો તો તમારૂં જીવન કૃતાર્થ થશે. ભાઇ! પાપ પાપથી વધે છે. હું પણ દિવસે દિવસે પાપમાં ગરકાવ થઈ ગયો. પિતાશ્રીને ખબર પડી એટલે તેમણે મ્હને બહુ સમજાવ્યો પણ તે વખતે આ દુષ્ટે તેમનું ન સાંભળ્યું. ધીમે-ધીમે હું તારાને ત્યાં પડ્યો પાથર્યો રહેવા લાગ્યો. ઘેર જવાનું પણ છોડી દીધું. મ્હને તારા સિવાય કાંઇ ગમતુંજ નહિ. એક ઘડી તારાને ન જોઉં તો હું આકુળ વ્યાકુળ થઈ જતો. ભાઇ! મ્હારી આ અધમ સ્થિતિ જોઇ મ્હારી માતાનું હૃદય બળી જતું. તે બિચારી થોડાજ દિવસમાં શોકથી મરણ પામી. ભાઇ! મ્હારા જેવા પાપી પુત્ર માતાને સુખી કરવાને બદલે દુઃખ દે છે! માતાએ અનેક શુભ

આશાઓથી ઉછેરેલા પુત્રો મ્હારા જેવા પાકે છે ત્યારે તેમને અસહ્ય દુઃખ થાય છે. માતાનું મરણ થયું તોપણ મ્હેં દુષ્ટે તારાનો સંગ ન છોડયો. તારા સાથે રંગરાગ અને ગાનતાનમાં આનંદ કરતો હતો તેવામાં એક દિવસ ચંદ્રજિતનો કોઇ સંબંધી તેને ત્યાં આવ્યો. તારા પૈસામાં લોભાઇ ગઈ. ભાઇ! ગણિકાને તે પ્રેમની કિંમત હોય! ગણિકાએ મ્હારા પ્રેમને તરછોડી ચંદ્રજિતના સંબંધીને મોહપાશમાં લીધો અને મ્હને ઘરબહાર કહાડી મૂકયો. ભાઈ! હું તારાની પાછળ એટલો બધો ઘેલો થઇ ગયો હતો કે તેણે મ્હને તિરસ્કાર કરી કહાડી મૂકયો તોપણ હું તેના દ્વાર આગળ ભટકયાજ કરતો હતો. આખરે જે દિવસે સાંભળ્યું કે તારા તો ચંદ્રજિતના સંબંધી સાથે મોજમઝા કરે છે અને તે દુષ્ટ દ્વારા પુષ્પનગરના ભાવિ મહારાજા ઇન્દ્રજિતને તેની બ્હેન પન્નાના મોહમાં ફસાવી અઢળક ધન કમાય છે તે દિવસે મ્હેં પુષ્પનગરનો ત્યાગ કર્યો. ભાઇ! મ્હારા પાપનું પરિણામ હું સહન કરત પણ ઇન્દ્રજિતના પાપનું પરિણામ મ્હારાથી સહન ન થાત. કારણ કે મ્હારા પાપને પરિણામે તો માત્ર હુંજ દુઃખી થાઉં છું જ્યારે ઇન્દ્રજિતના પાપનું પરિણામ તો પુષ્પનગરની સર્વ પ્રજાને સહન કરવું પડશે. મહારાજા ઇન્દ્રજિત્ રાજાની જોખમદારી સમજતો હોત તો ગણિકાના મોહમાં ન ફસાત. મનુષ્ય માત્રને ઈશ્વરને ત્યાં માત્ર પોતાનાં પુણ્ય પાપ અને શુભાશુભ કર્મનો જવાબ આપવાનો હોય છે. પણ રાજાને સર્વ પ્રજાનાં પુણ્ય

પાપ અને સદસત્ કર્મનો હિસાબ આપવાનો છે. ઇન્દ્રજિત પોતે પાપ કરશે તો તેની પ્રજા નીતિવાન શી રીતે થશે? અરે ભાઇ! જે રાજા પોતાની રાણીને ચ્હાઇ શકતો નથી. તે રાજા પોતાની પ્રજાને શી રીતે ચ્હાશે? જે રાજા પોતાની રાણીને અને દેવ સમાન પિતાને દુઃખી કરે છે, તે રાજા પ્રજાને શું સુખ આપશે? મહાશય! રાજા વ્યભિચારી અને દુરાચરણી હોય તો પ્રજા તેને શી રીતે ચ્હાઇ શકે? અને જ્યાં પ્રજા અને રાજા વચ્ચે પ્રેમ નથી તે રાજ્ય બહુ સમય ટકશેજ નહિ. રાજાએ તો સમસ્ત પ્રજાને સત્યાસત્ય શુભાશુભનો ન્યાય આપી સન્માર્ગ બતાવવો જોઇએ. પણ આ દેવતુલ્ય ચંદ્રજિતનો અધમ પુત્ર ઇન્દ્રજિત્ પોતાની જાતને અને પોતાની રાણીનેજ ન્યાય આપી શકતો નથી તો પ્રજાને તે શું ન્યાય આપશે? ભાઇ! આવા આવા વિચાર આવવાથી મ્હેં પુષ્પનગર છોડયું. મહાશય! કહે છે કે "બાપ તેવા બેટા." પણ ક્યાં રાજા ચંદ્રજિત્ અને ક્યાં તેમનો પુત્ર ઇન્દ્રજિત્! ચંદ્રજિત્ રાજર્ષિ કહેવાય જ્યારે એમનો પુત્ર રાજકુમાર લંપટ અને અધર્મી કહેવાશે. મહારાજા ચંદ્રજિત્ કેવા દયાળુ અને નિરભિમાની છે. ભાઇ! હું દશ વર્ષનો હતો ત્યારે એક દિવસ મ્હારા આગણામાં રમતો હતો. રમતાં રમતાં મ્હારી મોઇ પાસેની દુર્ગંધ મારતી ખાઇમાં પડી. હું રડવા લાગ્યો. આજ સમયે મહારાજા ચંદ્રજિત્, પ્રભુ એમનું કલ્યાણ કરો! અશ્વારૂઢ થઇ ફરવા જતા હતા. તેમણે નીચે ઉતરી

ખાડીમાં હાથ નાખી મ્હારી મોઇ કહાડી અને તેને પોતાના અમૂલ્ય રૂમાલથી સાફ કરી આપી. તેજ દિવસથી હું મહારાજા ચંદ્રજિતને દેવ તુલ્ય માની પૂજું છું. જે દિવસથી સાંભળ્યું છે કે તારાની બ્હેન ચંદ્રજિત્ મહારાજના કુપુત્ર ઇન્દ્રજિતના પ્રેમની અધિકારિણી થઇ છે તે દિવસથી મ્હારૂં હૃદય બળ્યા કરે છે. સાંભળ્યું છે કે રાજરાણી સુમતિ દેવી અહોનિશ રૂદન કરે છે. ભાઇ! જે રાજાના રાજમહેલમાં રાજરાણી અશ્રુ સારે છે તે રાજા પ્રજાનાં આંસુ શું લુછશે? અરે! જે રાજાને તેના ન્હાના બાળકની પણ દરકાર નથી તે રાજા પ્રજાની સંભાળ શું રાખશે? ભાઇ! સ્ત્રીઓનાં આંસુ અને નિસાસાથી ભારતવર્ષની પવિત્ર ભૂમિ નિરસ અને નિઃસત્વ થઇ ગઇ છે તેમ આ રાજરાણીનાં આંસુ અને નિસાસાથી પુષ્પનગરનું પવિત્ર રાજ્ય બળીને ભસ્મસાત્ થઈ જશે! મહાશય! હું જાણું છું કે હું ઉશ્કેરાઇ જાઉં છું. પણ મ્હારાથી અંતરના ઉભરા નથી રોકાતા. આ વાતને ત્રણ વર્ષ વીતી ગયાં છે. હવે હું પુષ્પનગરમાં જતોજ નથી. પણ કાલે સાંભળ્યું કે રાજર્ષિ ચંદ્રજિત્ સંસારને ત્યાગ કરી સંન્યાસ લેવાની તૈયારી કરે છે. વળી એમ પણ સાંભળ્યું છે કે ઇન્દ્રજીત્ પણ કંઇક કંઇક સુધરવા લાગ્યો છે. પિતાના પ્રયત્નથી ઇન્દ્રજિતની વિવેકબુદ્ધિ જાગૃત થઇ છે. આ સાંભળતાં મ્હને પુનઃ પુષ્પનગરમાં આવવાનું મન થયું. હું પુષ્પનગર ગયો એટલે તારાને ત્યાં ગયા

વિના ન ચાલ્યું. હું તારાને ત્યાં ગયો ! પણ હાય ! તારાને જોતાંજ મ્હને તેના તરફ તિરસ્કાર આવ્યો અને તેનું શરીર જોઇ દયાથી આંખમાં આંસુ આવ્યાં. ભાઇ ! હવે તારાનું રૂપ જતું રહ્યું છે. તેના શરીરમાં એવો રોગ પેદા થયો છે કે જે તારા પોતાના સૌંદર્યથી હજારોને મોહાંધ કરતી તે તારા પાસે કોઇ ઉભું રહેવા પણ હિમત ન કરે ! તારાનું કદરૂપું મ્હોં જોતાંજ મ્હને પિતાના ઉપદેશ યાદ આવ્યા ! મ્હારી માતાના મૃત્યુનું સ્મરણ થયું ! (નિઃશ્વાસ નાખતાં નાખતાં) મ્હારૂં હૃદય ભરાઈ આવ્યું ! હું એકદમ તારાના ઘરમાંથી મનુષ્ય બળતા ઘરમાંથી નાશી છૂટે તેમ દોડયો અને આ સ્થળે આવી મ્હારા હૃદયના ઉભરા ખાલી કરવા લાગ્યો.

ભાઇ ! આજથી મ્હારાં જ્ઞાનચક્ષુ ખુલી ગયાં છે. હું હવે ઘેર જઈ પિતાની ક્ષમા માગી ખરો બ્રાહ્મણ થવા પ્રયત્ન કરીશ. જે તેર વર્ષની બાલિકાએ પતિ છતાં વૈધવ્ય ભોગવ્યું છે અને રડી રડીને દિવસ ગાળ્યા છે તેની ક્ષમા માગીશ અને તે દયા કરશે તો ગૃહસ્થાશ્રમી થઇશ. પણ જતાં પહેલાં મ્હારા ઉપાસ્યદેવતા મહારાજા ચંદ્રજિતની સૌમ્ય અને શાંત મૂર્ત્તિનાં દર્શન કરવાની ઉત્કટ જિજ્ઞાસા છે. તેમનાં દર્શન કરી ઘેર જઇશ તો મ્હારો ગૃહસ્થાશ્રમ નિર્વિઘ્ને નિભશે. સાંભળ્યું છે કે મહારાજા આજે વિશ્વેશ્વર મહાદેવની ધર્મશાળામાં ગરીબોને અન્નવસ્ત્ર વહેંચવાના છે. હું ધારૂં છું કે મહારાજા

આજ રસ્તે થઇને જશે એટલે હું અહીં બેઠો છું ભાઇ! મ્હારી કર્મકથા અહીં પૂરી થાય છે. હવે આપ કોણ છો તે કહેશો ?

ઇન્દ્ર—(સાશ્રુનયને) ભાઇ ! આજથી તું મ્હારો ગુરુ થયો છે. મ્હારાં જ્ઞાનચક્ષુ પણ આજથી ખુલી ગયાં છે. હુંજ પુષ્પનગરનો ભાવિ રાજા ઇન્દ્રજિત છું. (યુવક વિસ્મિત થાય છે) પણ ભાઇ! આજથી એમજ જાણજે કે રાજર્ષિ ચંદ્રજિતનો કુછંદી અને લંપટ રાજકુમાર ઇન્દ્રજિત મરણ પામ્યો છે આજે ઇન્દ્રજિતનો નવો જન્મ થયો છે! આજથી હું મ્હારા પૂજ્ય પિતાની પેઠે ન્યાય, સત્ય, પ્રેમ અને નિર્લોભથી રાજકાર્ય કરીશ. ભાઇ! હવે જાઉં છું.

(યુવકને નમન કરી ઇન્દ્રજિત અશ્વારૂઢ થઇ જાય છે)

યુવક—( સ્વાગત ગદ્‌ગદિત થઇ ) હે ઇશ્વર ! હે લીલામય ! તારી અકળલીલા કોણ સમજે ? હું બાળપણથી મહારાજા ચન્દ્રજિતનું હિત ઇચ્છિતો હતો. મહારાજા ચંદ્રજિતે કરેલા ઉપકારનો બદલો વાળવા વિચાર કરતો હતો. પણ મ્હારા જેવો બ્રાહ્મણ બદલો શી રીતે વાળશે એવો વિચાર આવતાં હું નિરાશ થતો હતો. પણ ધન્ય છે! પ્રભુ તમારી લીલાને ! આજે સમજ્યો કે હલકામાં હલકો માણસ પણ કોઇ વખત મ્હોટામાં મ્હોટા માણસ ઉપર પણ ઉપકાર કરી શકે છે. ધન્ય છે દયામય !

(ચંદ્રજિતને આવતો જોઇ યુવક વૃક્ષ પાછળ સંતાય છે. મહારાજા બે પાર્શ્વચર સાથે પ્રવેશ કરે છે.)

ચંદ્ર—(યુવકને સંતાયલો જોતાં) બિહારી! પેલા યુવકને અહીં બોલાવી લાવ!

(બિહારી યુવકને બોલાવી લાવે છે)

ચંદ્ર—(યુવકને) ભાઇ! તને ઘણા સમયપર જોયો હોય એવું લાગે છે. તારો ચ્હેરો પરિચિત જણાય છે. (વિચાર કરી) તું ગોપાળ ભટ્ટાચાર્યનો પુત્ર ને?

યુવક—(વિસ્મિત થઇ) હા, મહારાજ.

ચંદ્ર—મ્હને યાદ આવે છે કે એક વખત મ્હેં તને ખાઇમાંથી બ્હાર કહાડી આપી હતી. હું ભૂલતો તો નથીને? તેને તો આજે ઘણાં વર્ષ થઇ ગયાં.

યુવક—આપ સત્ય કહો છો મહારાજ! હું પણ તે દિવસ નથી ભૂલ્યો. આપની દયા હું આજીવન નથીજ ભૂલવાનો! આપની સ્મરણશકિત કેવી ઉત્તમ છે! એક બાળકના સામાન્ય ઘટના પણ આપને યાદ છે!

ચંદ્ર—(યુવકને ખભે હાથ મૂકી) વત્સ! રાજાઓની ફરજ છે કે તેમણે સર્વ બાબતો યાદ રાખવી જોઇએ. તે અયોગ્ય મોજશોખ કરવા નહિ, પણ રાજ્યની ઝીણી ઝીણી બાબતોનું સ્મરણ રાખી પ્રજાના લાભાલાભનો વિચાર કરવાજ પ્રભુએ રાજાઓ બનાવ્યા છે. વળી સ્મૃતિને અતિ

તેજસ્વી અને પ્રબળ બનાવવી એજ સ્મૃતિલય કરવાનો સહેલો ઉપાય છે. ભાઈ! દરેક મનુષ્યને માટે આ જગત કર્મભૂમિ છે. વળી રાજાઓનું કર્મક્ષેત્ર સાધારણ મનુષ્ય કરતાં વિશાળ હોય છે, એટલે રાજાઓએ તો સ્મૃતિશક્તિ બહુજ કેળવવી જોઇએ. ભાઇ! તું જાણતો નથી કે લોક કલ્યાણ સાધી જગતને દુઃખમુક્ત કરવું એ રાજાઓનું કર્તવ્ય છે? 'આશ્રિત કોણ કોણ છે; લોકોને કેવા કેવા પ્રકારનાં દુઃખ છે; રાજસેવકો કેવી પ્રકૃતિના છે, તેઓ પ્રજા પર આધિપત્ય ભોગવે છે કે તેમના સેવક જેવા થઇ પોતાની ફરજો બજાવે છે;' આવી આવી ઘણી બાબતો રાજાએ સ્મૃતિમાં રાખવી પડે છે. ભાઇ! જો હું આવી બાબતો સ્મૃતિમાં ન રાખું તો પછી જે પ્રભુએ મ્હને રાજ્ય આપ્યું છે તે પ્રભુ મ્હને કેમ યાદ રાખશે? યુવક! આજે ઈન્દ્રજિત જ્ઞાન પામ્યો તે તારી પાસેથી? ઇન્દ્રજિતનો ગુરૂ તુંજ છે કે બીજો?

યુવક—"હા. મહારાજ! આ અધમ સેવક તેજ છે.

ચંદ્ર—(સજલ નયને યુવકને આલિંગન કરીને) યુવક! આજથી તું મ્હારો માનસપુત્ર છે. હવે હું વિશ્વેશ્વરના મંદિરમાં જાઉં છું. ઘણાં દીન દુઃખી મ્હારી રાહ જોતાં હશે. યુવક! તારી આત્મકથા પણ હું જાણું છું. તારી તારાની વાત પણ મ્હારાથી ગુપ્ત નથી! (યુવક ચમકી ઉઠે છે) મ્હારા બન્ને પુત્રોને એકકી વખતે જ્ઞાનચક્ષુ પ્રાપ્ત થયાં એ પણ લીલામયીની લીલાજ છે. ભાઇ! હવે તમે

મોહમાં નહિ ફસાઓ! આજથી તમે ખરા ગૃહસ્થાશ્રમી થયા અને હું સંન્યાસી થયો. વત્સ! તું કાલે તારે ઘેર જજે પણ સાયંકાળે મ્હારા આશ્રમમાં આવજે; હું તને મહામંત્રની દીક્ષા આપીશ.

યુવક—(પ્રેમથી ઘુંટણીએ પડી) મ્હારા હૃદયદેવ! આપની કૃપાને ધન્ય છે! આ દાસને એટલીજ ઇચ્છા હતી. મ્હારા જેવા અધર્મી બ્રાહ્મણકુમારને રાજર્ષિ ચંદ્રજિત્ દીક્ષા આપે એ સદ્ભાગ્ય મ્હારે ક્યાંથી? પ્રભુ! હું કૃતાર્થ થયો છું! દેવ! આશીર્વાદ આપો કે હવે નવજીવન પ્રાપ્ત કરી હું ધર્મભ્રષ્ટ ન થાઉં, અને બ્રહ્મ—સચ્ચિદાનંદ બ્રહ્મને ઓળખનાર બ્રાહ્મણ થાઉં.

ચંદ્ર—" પ્રભુ તમારૂં કલ્યાણ કરો!

(બન્ને જાય છે) પડદો પડે છે

# ચતુર્થ અઙ્ક

## દશ્ય ૧ લું.

સ્થળ—પુષ્પનગર—રાજમ્હેલની કચેરી.

(ચંદ્રજિત. ભોળાનાથ અને કેશવ બેઠા છે)

ચંદ્ર—કેમ ભોળાનાથ? ચંદ્રજિતનું કહેલું સત્ય પડયું કે?

ભોળાનાથ અને કેશવ—જય મહારાજાનો જય. હા; ધર્માવતાર.

**ભોળા**—અમારા રાજકુમાર હવે આદર્શ રાજા થયા છે. આપની કૃપાથી તેમને નવજીવન પ્રાપ્ત થયું છે.

**ચંદ્ર**—(ગંભીર સ્વરે) ભોળાનાથ અને કેશવ! ચંદ્રજિતના રાજકાર્યમાં તમે તેના જમણા હાથરૂપ હતા. હવે ઈન્દ્રજિતને પણ તેવોજ ગણી રાજકાર્ય કુશળતાથી ચલાવજો. કુમાર હવે ખરેખર સુધરી ગયા છે અને મ્હને ખાત્રી છે કે હવે તે પુષ્પનગરના રાજ્યને ઉત્તમ બનાવશે. દયામય ભગવાને મ્હારી અરજ સાંભળી છે. પણ ભાઈ! કહેવાય છે કે "अति सर्वत्र वर्जयेत्." હવે મ્હારે પણ સંસારના ભોગ તજી દેવા જોઇએ. મ્હારા જીવનમાં સુખ પછી દુ:ખ આવ્યું અને પુનઃ દુ:ખ પછી સુખ આવ્યું છે. મ્હને લાગે છે કે હવે મ્હારો રાજ્યત્યાગ કરવાનો સમય આવી લાગ્યો છે. હવે હું એકાંત સેવન કરી હૃદયનાથને ખરી આર્દ્રતાથી પુકારતાં પુકારતાં દેહ ત્યાગ કરીશ. સ્વહસ્તે ઇન્દ્રજિતને રાજદંડ સોંપી એક દંડી સંન્યાસી થઇશ. ભાઈ! જેની કૃપાથી ચંદ્રજિતના હૃદયમાંથી માત્ર ગંગા પ્રવાહ જેવા પવિત્ર વિચારો પ્રવાહિત થાય છે અને જે દયામયની કૃપાથી અસહ્ય તપસ્યાસાધ્ય રાજર્ષિત્વ પ્રાપ્ત કરી હું નિમિત્ત માત્ર થઇ કર્મ કરૂં છું તે પ્રેમ, દયા અને જ્ઞાનસ્વરૂપ પરમાત્માને માટે સ્વાર્પણ ન કરતાં હું મૃત્યુપર્યંત રાજ્ય કરૂં તો કૃતઘ્નજ ગણાઉં. હૃદય તંત્રપરથી પ્રકૃતિ દેવીનું આધિપત્ય જતું રહ્યું છે. હવે આ હૃદયમાં રહેલી માયા પરમાત્માના ગુણ ગાઇ પોતે નાચે છે અને

મ્હને પાગલ જેવો બનાવી નચાવે છે એટલે હવે ચંદ્રજિતના સ્થૂલ દેહના અવસાનનો સમય નજીક આવ્યો છે. ભાઇ ! હવે ચંદ્રજિતની જીવનસંધ્યાનો સમય આત્માને પરમાત્મામાં લીન કરી તદ્રુપ જીવન ગાળવામાં ન જાય તો માનવજીવનનું સાર્થક શી રીતે થાય ? ભોળાનાથ ! આગામી પૂર્ણિમાને દિવસે રાજ્યની અધિષ્ટાત્રી રાજ્યલક્ષ્મી હું ઇન્દ્રજિતને સોંપીશ. તમે એક મહાસભા ભરવાની તૈયારી કરો. સર્વ પ્રજાજનોની સમક્ષ ઇન્દ્રજિતનો રાજ્યાભિષેક કરી, મ્હારા પોતાને હાથે તેના વિશાળ લલાટપ્રદેશમાં રાજ્યતિલક કરી હું મહાપ્રયાણ કરીશ. કેશવ ! આજે રાજ્યમાં ઢંઢેરો પીટાવો કે આજથી પૂર્ણિમા પર્યંત રાજ્યનાં સર્વ મંદિરોમાં અને ધર્મશાળામાં અન્નક્ષેત્ર મંડાશે. ભોળાનાથ ! રાજ્યાભિષેક થયા પછી દરબારમાં તમે જાહેર કરજો કે હવે પછી આપણા રાજ્યની સર્વ મ્હોટી જગ્યાઓ રાજ્યના વતનીને આપવામાં આવશે. ભોળાનાથ ! આપણા રાજ્યમાં હવે કેળવાયલા માણસો મળી શકશે અને કદાચ ન મળે તો પ્રજાને ઉચ્ચ પદવી માટે યોગ્ય બનાવવી એ રાજ્યની ફરજ છે. રાજ્યને જોઇતા માણસો રાજ્યમાંથી ન મળે એ રાજ્યનો દોષ છે; પ્રજાનો નહિ. ભાઈ ! હવે તમે જાઓ. હું પણ આ શુભ સમાચાર ઇન્દ્રજિતને આપું છું. પણ ભોળાનાથ ! યાદ રાખજો કે તમે તેમજ બધા રાજ્યાધિકારીઓ પ્રજાના સેવક થઇ રહેજો અને પ્રજામતને માન આપજો.

( ભોળાનાથ અને કેશવ મ્હારાજાના ચરણકમળ પકડી રડી પડે છે. )

ચંદ્રજિત્ જાય છે.

કેશવ—( ભોળાનાથને નિઃશબ્દ જોઇ ) ભોળાનાથજી! શું વિચાર કરો છો? મહારાજા તો કોઇ દેવજ છે! ધન્ય છે મહારાજા ચંદ્રજિતને! ધન્ય છે પુષ્પનગરના રાજ્યને અને પ્રજાને! ભોળાનાથજી! ચાલો. મહારાજા આપણા જેવા પામર મનુષ્યોના ઉદ્ધારાર્થેંજ આવ્યા હશે.

( 'જય રાજર્ષિ ચંદ્રજિત્‌નો જય' એવા જયઘોષ કરતા કરતા ભોળાનાથ અને કેશવ જાય છે. )

## દશ્ય ૨ જું.

### સ્થળ–ઈન્દ્રજિત્‌નો મહેલ, વિલાસગૃહ.

( ઈન્દ્રજિત વિરામાસનપર પડ્યો પડ્યો વિચાર કરે છે. )

ઇન્દ્ર—(સ્વગત) પન્નાને ગયે એક માસ થયો! તેના વિયોગથી કેટલું રડયો, કેટલી રાત્રિ ઉંઘવિના ગઇ; પણ એ મ્હારી મૂર્ખાઇજ હતી. ગણિકાનો પ્રેમ એ પ્રેમ નહિ પણ હલાહલ વિષ છે. ગણિકા મ્હારાપર કૃત્રિમ પ્રેમ રાખી મ્હારા પૈસાથી અન્ય સાથે મોજમઝા ભોગવે! ધિક્કાર છે ઈન્દ્રજિત્ તને કે તું રાજકુમાર થઇ આવી ગણિકાના મોહમાં ફસાયો! પ્રભુ! પ્રભુ! બ્રાહ્મણ યુવકે મ્હારાં જ્ઞાનચક્ષુ ખોલ્યાં ન હોત તો મ્હારી અને મ્હારી પ્રજાની શી દશા થાત? અરે! મ્હારી પ્રજાની સ્ત્રીઓ અને કુમારિકાઓ મ્હારાં દર્શન કરવાને બદલે મ્હને જોતાંજ

સંતાઈ જાત. વિષયલંપટ રાજાપર પ્રજાને વિશ્વાસ ન આવે એ સ્વાભાવિક છે! ધન્ય છે પિતાશ્રીને કે તેમણે મ્હને નરકભૂમિમાંથી બહાર કહાડયો! પિતા! આપની સેવા કરવાને બદલે અને આપના ધર્મજીવનનું અનુકરણ કરવાને બદલે હું પાપી થયો. પણ કાંઇ નહિ! હવે હું પશ્ચાતાપ કરૂં છું. આજથી હું રાજધર્મ સમજી પિતાની પેઠે રાજર્ષિત્વ પ્રાપ્ત કરૂં એવી રીતે પ્રજાપાલન કરવા પ્રતિજ્ઞા કરૂં છું. પિતાશ્રી! આપ દયાળુ છો; આશીર્વાદ આપો કે તમારો ઈન્દ્રજિત્ હવે આપના ચરણની સેવા કરી નીતિ અને ઉદારતાથી રાજ્યતંત્ર ચલાવે. પિતાજી! હવે કામ અને પ્રમાદનો નિશો ઉતર્યો છે એટલુંજ નહિ પણ મોહનિશો પણ ઉતરી ગયો છે. પૂર્વજન્મની કાંઇક સ્મૃતિ થાય છે અને મ્હને લાગે છે કે તમારી પેઠે મ્હારે પણ જગતમાં કાંઇ મહત્વનું કાર્ય કરવાનું છે. હું પણ સમય જતાં તમારા જેવો કર્મયોગી અને મહાયોગી થઇશજ.

( **ભાનુજિતને લઇ સુમતિનો પ્રવેશ.** )

(સુમતિને જોઇ) કોણ રાજરાણી! ઈન્દ્રજિતની સહધર્મિણી! આવો. આ પાપીની અજ્ઞાનતાને લીધે તમે બહુ ખમ્યું છે! હવે હું સમજ્યો કે રાજરાણી પણ સાધારણ સ્ત્રીઓ પેઠે બંગલા, વાડી અને ધનમાં સુખ નથી માનતી પણ પતિપ્રેમનીજ ઇચ્છા કરે છે. પતિના વ્યભિચારની વાત સાંભળી તમે કેટલું રડયાં હશો? અરે તમારૂં હૃદય કેવું બળતું હશે! પણ હવે તમે નિશ્ચિંત થાઓ. દયામયની દયાથી ઈન્દ્રજિતના

અજ્ઞાન હૃદયમાંથી તિમિર નિર્મૂળ થયું છે અને જીવનમાં ધર્મભાનુનો ઉદય થયો છે. મ્હારાં સહભાગિની! હવે હું નવજીવન પ્રાપ્ત કરી એક પત્નીવ્રત પાળવા પ્રતિજ્ઞા કરૂં છું. દેવી સુમતિ! હવે તમારા પવિત્ર પ્રેમરૂપી જળ આ હૃદયપર રેડી મ્હારા બળતા હૃદયને શાંત કરો.

(આટલું કહી ઈન્દ્રજિત્ સુમતિને અને ભાનુજિતને આલિંગન કરે છે.)

**સુમતિ**—મહારાજ, હું તો આપની દાસી છું. મહારાજ! હું રાણી થઇ તેમાં શું થયું? આખરે સ્ત્રી તો ખરીજને! સ્ત્રીનો પતિ સદ્‌ગુણી, એક પત્નીભક્ત અને પ્રેમી ન હોય તો સ્ત્રીને ત્રિભુવનનું રાજ્ય પણ નકામું છે. મહારાજ, એક વેશ્યા તમને બેવફા થઈ તેમાં તમે એક માસ સુધી કલ્પાંત કર્યું તો એક સદ્‌ગુણી અને લગ્નની પવિત્ર ગાંઠથી બંધાયલી સ્ત્રી પોતાના પતિને અન્ય સ્ત્રી સાથે પ્રેમ કરતો કેમ જોઇ શકે? મહારાજ! અમે સ્ત્રીઓ રાજપાટની, તમારી અઢળક લક્ષ્મીની, તમારાં બંગલાવાડીની અને મોજશોખની ભૂખી નથી પણ અમે તો માત્ર એટલુંજ ઇચ્છીએ છીએ કે અમારા પતિ એકપત્નીભોગી અને ધર્મપરાયણ થાય. મહારાજ શ્રી રામચંદ્રને યાદ કરો! યજ્ઞ કરતી વખતે સહધર્મિણીની જરૂર હતી તો સીતાજીની મૂર્તિ કરાવી પણ બીજી સ્ત્રી તો નજ પરણ્યા! મહારાજ! ભગવાન શ્રી રામચંદ્રનું જીવન રાજાઓને માટે આદર્શ જીવન છે. રામચંદ્રનું જીવન કહે છે કે રાજાએ તેમજ કોઇપણ પુરૂષે એક સ્ત્રી

સજી બીજી સાથે લગ્ન કરવુંજ નહિ; અને તમે તો વેશ્યાગામી થાઓ તો પછી અમારાં હૃદય કેમ ન ચીરાય! મહારાજા! ક્ષમા કરજો. હવે મ્હને ખાત્રી છે કે મહારાજા ઇન્દ્રજિત્ આદર્શ પતિ અને આદર્શ રાજા થશે. પણ કર્મ સંજોગે કદાચ આપની અન્ય સ્ત્રી પરણવાની ઇચ્છા થાય તો પ્રથમ આ સુમતિને મારી નાખજો અને પછી અન્યનું પાણીગ્રહણ કરજો. (સુમતિ ઉભી થઈ ઇન્દ્રજિતને પગે પડે છે) મહારાજ! હું તો તમારી દાસી છું. વધારે પડતું કહ્યું હોય તો માફ કરજો. હું પ્રતિજ્ઞા કરૂં છું કે આજથી આપનું પૂર્વજીવન હું કદી પણ યાદ કરીશ નહિ. મહારાજ! હું તમારીજ......(બોલતાં બોલતાં મહારાણીનું હૃદય ભરાઇ જવાથી અટકી પડે છે.

(ઇન્દ્રજિત્ પોતાના રૂમાલથી તેનાં આંસુ લુંએ છે, એટલામાં મહારાજા ચંદ્રજિત્ પ્રવેશ કરે છે. ઇન્દ્રજિત્ અને સુમતિ વડીલને નમસ્કાર કરે છે.)

ચંદ્ર—( આકાશ તરફ જોઇ ) જય વિશ્વેશ્વરનો જય! હે અનંત સુખ વારિધે! આપનો જય હો! (સુમતિ અને ઇન્દ્રજિતને માથે હાથ મૂકી અને ભાનુજિતને પોતાના હાથમાં લેઇ) ઇન્દ્રજિત્! આજે મ્હારા સંસારસુખનો ચંદ્ર પૂર્ણ કળાથી પ્રકાશ્યો! ભાઈ! આ રાજમહેલમાં અને આજ વિલાસગૃહમાં એક દિવસ હૃદયવેધી દશ્ય જોયું હતું! કુમાર! તે દશ્ય જોયું ત્યારથી ચંદ્રજિત્નું હૃદય બળતું હતું તે આજનું દશ્ય જોઇ શાંત થયું છે. ભાઇ! આ

દસ્ય મધુર અને કમનીય લાગે છે! તારૂં હૃદય વિવેક-ભાનુથી અને સુમતિદેવીની કેડ આ ભાનુથી (ભાનુને પ્રેમથી ચુંબન કરે છે) અલંકૃત થયેલાં જોઇ મ્હારૂં હૃદય આનંદથી ઉભરાઈ જાય છે. બેટા! તમે આદર્શ દંપતી થઇ પ્રજાને સુસંસ્કાર પાડજો. કહેવત છે કે 'यथा राजा तथा प्रजा' તમારા જીવનની શુભ અથવા અશુભ અસર પ્રજાના જીવનપર થશે. માટે તમે તમારી જવાબદારી સમજી ધર્મિષ્ટ અને નીતિ પરાયણ થજો. ઇન્દ્રજીત્! તું યાદ રાખજે કે રાજા એ પ્રજાનો સેવક છે. ભાઇ! પ્રભુનો ઉપકાર માન કે માનવ સમાજની સેવા કરવાનો સુયોગ તને અનાયાસે પ્રાપ્ત થયો છે માટે જગતની અને પ્રજાની સેવા કરી તારા આત્માનું કલ્યાણુ કરજે. પ્રજાની શારિ-રીક, માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિ થાય એવાં સાધન સમયાનુસાર શોધી કહાડજે અને પ્રજાને સદ્‌શિક્ષણુ આપી તારૂં અને તેનું કલ્યાણુ સાધી લેજે. દેવી સુમતિ! તમે માત્ર આ રાજ્યમ્હેલનાં દેવી થઇ સંતોષ ન માનશો પણુ આખું પુષ્પનગરનું રાજ્ય તમને દેવી માને એવાં કર્મ કરજો. બેટા! રાજ્યસત્તાના મદમાં અંધ ન થતાં ગરીબ અને દુઃખી માણુસોની સ્થિતિ સમજતાં શીખજો. તમે પણુ આપણી પ્રજાનો સ્ત્રીવર્ગ ઉન્નત અને સુખી થાય એવાં સાધન યોજજો. બેટા! આપણા પૂર્વજોનો ઇતિહાસ વાંચી તેમનાં ચરિત્ર સ્મરણુમાં રાખજો. આપણાં સીતા, સાવિત્રી અને મદાલસા જેવાં સ્ત્રીરત્નોની મૂર્તિ હૃદયમાંથી

દૂર ન કરશો. બેટા! હુ તમને આશિર્વાદ આપું છું કે તમે ભાનુજિતને રાજ્યાભિષેક કરી વાનપ્રસ્થાશ્રમ ભોગવવા શક્તિવાન્ થશો. બેટા ઈન્દ્રજિત્! મ્હારો ગૃહસ્થાશ્રમ આજે પૂરો થાય છે. મ્હેં સંસારનો ત્યાગ કરી સંન્યસ્ત ગ્રહણ કરવા નિશ્ચય કર્યો છે. હું તમને મ્હારા પ્રયાણના સમાચાર કહેવા આવ્યો હતો. બેટા ઈન્દ્રજીત્! આગામી પૂર્ણિમાએ હું તને રાજ્યાભિષેક કરી રાજદંડ તારા હાથમાં સોંપીશ અને હું તેજ દિવસે સંન્યાસદંડ ગ્રહણ કરીશ. વત્સ! આ સંસાર મોજશોખ અને અધિકાર ભોગવી અધોગતિમાં જવા માટે નથી પણ જીવનને પ્રેમ દયા, ધર્મ અને સેવા આદિ સદ્વૃત્તિથી વિભૂષિત કરી પ્રભુમય થવા માટે છે. ભાઇ! જે રાજા સંયમ, ધૈર્ય, તપસ્યા, ઉદારતા અને સત્યપ્રિયતા આદિ સદ્દગુણોનો વિકાસ કર્યા વિના રાજ્યાભિષિક્ત થાય છે તે રાજા રાજધર્મનું યથાર્થ પાલન કરી શકતો નથી. ભાઇ! યાદ રાખજે કે આ સંસાર અને આ રાજ્ય કર્મની જાળ ગૂંથવા માટે નથી પણ એ ગહન જાળની ગૂંથણીનું સ્વરૂપ જાણી એ જાળમાંથી છૂટવા માટે છે. વત્સ! રાજાનો પરમેશ્વર કોણ તે તું જાણે છે? રાજાનો પરમેશ્વર તેની પ્રજા. રાજા પ્રજાને પ્રભુરૂપ સમજી તેની સેવા કરે તો 'રાજર્ષિત્વ' અને 'બ્રહ્મર્ષિત્વ' ઉભય પ્રાપ્ત કરી શકે છે. માટે બેટા મહામંત્ર શીખ કે "**રાજા પ્રજાનો સેવક અને પ્રજાની મિલકતનો રક્ષક છે.**" ભાઇ! રાજામાં રજો ગુણ જોઇએ. પણ રજો-

ગુણ સાથે તમોગુણનું મિશ્રણ ન થવા દેતાં ધીમેધીમે સત્વ-ગુણનું મિશ્રણ કરજે. ઈન્દ્રજિત્! ક્ષત્રીધર્મ બરાબર સમજજે. દુ:ખી અને દરિદ્રીને દાન આપજે. તારા રાજ્યના વિદ્વાનોને ઉત્તેજન આપજે. તારી પ્રજાની લક્ષ્મી વધારવા તેમને વિજ્ઞાન અને હુન્નર ઉદ્યોગનું જ્ઞાન આપજે. ભાઇ! તારી પ્રજા બીજાં રાજ્યની પ્રજા કરતાં કોઇપણ બાબતમાં પછાત ન રહે તેની કાળજી રાખજે. કુમાર! દેવી સુમતિ! તમારાં શરીર પ્રજાને સોંપજો અને આત્મા પરમાત્માને સોંપજો; તેથી તમે ઇહલોક અને પરલોકમાં ધન્ય ગણાશો.

ઈન્દ્ર—(ચંદ્રજીતને પગે પડી રડતાં રડતાં) પૂજ્ય પિતાશ્રી! આપ શું બોલો છો? આપ રાજ્ય તજી જાઓ તો અમારાથી અહીં કેમ રહેવાય? આપની કૃપાથી હું નવજીવન પામ્યો! ઇચ્છા હતી કે રાજર્ષિના ચરણની સેવા કરી રાજધર્મ અને રાજનીતિ શીખીશ! પણ હાય! આ અધમાધમ ઈન્દ્રજિત્‌ના ભાગ્યમાં એ સદ્‌ભાગ્ય ક્યાંથી હોય? પિતાજી! આપ જશો તો હું આ રાજ્ય કેવી રીતે ચલાવીશ?

ચન્દ્ર—(પ્રેમથી) તાત ઈન્દ્રજિત્! પુત્રના મુખમાં આવાંજ વચન શોભે! પણ કુમાર! આપણો હિંદુ ધર્મ શું કહે છે તે સમજો. હિંદુ ધર્મ દરેક હિંદુને પુકારી પુકારીને કહે છે કે "મનુષ્યજન્મ જન્મક્ષય કરવા માટે અને માયા મહાસાગરનું મન્થન કરી આત્મામૃત કહાડવા માટે છે." પણ બેટા જે મહાસાગરમાંથી અમૃત કહાડવાનું છે તેમાંથી

રાજા અને પ્રજા—અરે સત્ય કહું તો લગભગ સર્વ હિંદુઓ હલાહલ વિષ કહાડે છે. ઈન્દ્રજિત્! જે દિવસે તારો અગ્રજ બંધુ મરણ પામ્યો તે દિવસે હું નિરાશ થઈ ગયો હતો. મ્હારે જીવનપર્યંત રાજ્ય કરવું પડશે એવો વિચાર આવતાં મ્હારૂં હૃદય બળી જતું. પણ ભાઇ! દયામયની દયાથી આજે હું ભાગ્યશાળી થયો છું. બેટા! સંસારી તરીકે હું સુખી છું. પણ સંસાર તે સંસાર! સંસાર એ સુખદુઃખની ઘટમાળ છે અને મારે તો નિત્ય શાંતિ જોઇએ. ભાઇ! આજે મ્હારૂં ત્હારા પ્રતિનું, સુમતિ તરફનું, ત્હારી મૃત માતા તરફનું, પ્રજા તરફનું અને આખા જગતપ્રતિનું કર્ત્તવ્ય પૂરૂં થાય છે. ઈન્દ્રજિત્! તું મ્હને રોકવા પ્રયત્ન કરીશ તે વ્યર્થ છે. ભગવાન્ બુદ્ધનું સ્મરણ છે કે નહિ? તે પણ આપણા જેવા રાજા હતા. ભાઇ! હું તો પુત્ર મૂકીને જાઉં છું અને તે મહાત્મા તો પિતા, પુત્ર અને યુવાન રાણી મૂકીને ગયા હતા. પ્રાતહાસ આપણને આવાં આવાં સુદૃષ્ટાંત આપે છે છતાં પણ આપણે જીવતાં સુધી સંસારી રહેવું? વય થયા છતાં પણ જે હિંદુઓ કામ, ક્રોધ લોભ ઈત્યાદિ ત્યજી સ્વાત્માનું કલ્યાણ કરતા નથી તેઓ હિંદુ નથી પણ મ્લેચ્છ છે! ઈન્દ્રજિત્! હવે ચંદ્રજિતને રાજમહેલ કરતાં હિમાલયની કૈલાસ ટેકરી વધારે આનંદ આપશે. તાત! હવે તો ચંદ્રજિત્ માનસસરોવરની આસપાસનાં ગિરિશૃંગ, ગિરિગુહાઓ, નદ નદી અને જલઝરણાં અને વૃક્ષલતાઓ

પ્રણવધ્વનિથી ગજાવી મૂકશે અને સમસ્ત જગતમાં એક બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરી સચ્ચિદાનંદ સ્વરૂપમાં લીન થઇ જશે. બેટા ! રજા આપો.

( ચંદ્રજિત્ ભાનુજિતને સુમતિના હાથમાં આપે છે. ઇન્દ્રજિત્ અને સુમતિ ચંદ્રજિત્‌ના ચરણમાં પડી સ્તવન કરે છે. )

पिता धर्मः पिता स्वर्गः पिता हि परमंतपः ।
पितरि प्रीतिमापन्ने प्रीयन्ते सर्वदेवताः ॥

# પંચમ અઙ્ક

## છેલ્લું દશ્ય

### સ્થળ—હિમાલય—કૈલાસ શિખર.

( માનસસરોવરને કાંઠે એક ગુહા પાસે ચંદ્રજિત્ બેઠા છે. )
ચંદ્રજિત્ ધ્યાનમગ્ન છે; પાસે બિલ્વગિર અને
શુક્લપાદ હાથ જોડી ઉભા છે.

ચંદ્રજિત્—( ધ્યાન ભંગ થતાં ) વત્સ બિલ્વગિરિ ! આજ આ સ્થૂલ દેહના અવસાનનો સમય આવી પહોંચ્યો છે. આજે અન્તર્બાહિર્ સર્વત્ર 'હું'જ ! તમારો ગુરુ આજે પૂર્ણાનન્દ-

મય છે. વત્સ ! હું તારી અને શુકલપાદની ગુરુભક્તિ જોઇ સંતુષ્ટ થયો છું. મ્હારો આ આશ્રમ હું તમને સોંપી જાઉં છું. તમે આ આશ્રમની પવિત્રતાનું સંરક્ષણ કરજો. ગુરુદત્ત મંત્રનો જપ કરતાં કરતાં કૈલાસની પ્રત્યેક ગુહા અને વૃક્ષમાંથી "જય બ્રહ્મ જય" એવા દિવ્ય ધ્વનિ ન સંભળાય ત્યાં સુધી સાધન કરજો. બેટા ! આ આશ્રમમાં અશ્રદ્ધાને પ્રવેશવા દેશો નહિ. આ આશ્રમના વાસીએ જ્ઞાનાગ્નિથી કર્મક્ષય કરી અદ્વૈતજ્ઞાન મેળવવાનું છે. બેટા ! પવિત્રતા અને પ્રેમ સિવાય અદ્વૈતજ્ઞાન થતું નથી માટે તમારાં કર્મ શુદ્ધ અને સાત્વિક રાખજો. પરમાત્માને માટે અર્થાત્ આખા જગતને માટે સમય આવતાં સ્વાર્પણ કરવા ન ચૂકશો. વત્સ ! આપણાં ઉપનિષદ્ કહે છે કે "सर्वं खल्विदं ब्रह्म." માટે અદ્વૈતજ્ઞાન પિપાસુએ જગતની સર્વ વસ્તુમાં પરમાત્માનાંજ દર્શન કરવાનાં છે. વત્સ ! જ્ઞાની થઇ જગતને તુચ્છ અને મિથ્યા ન જાણશો પણ બ્રહ્મરૂપ સમજી જગતની યથાસાધ્ય સેવા કરજો. વત્સ ! આ આશ્રમને કોઇ પણ વ્યક્તિ અપવિત્ર ન કરે તેની ખાસ કાળજી રાખજો. વત્સ ! (બોલવા જતાં ધ્યાન મગ્ન થઇ જાય છે, થોડી ક્ષણ પછી) વાસના બીજ બળી ગયું ! આજે આનંદ ! આનંદ ! શાંતિ ! શાંતિ ! સિવાય હૃદયમાં કાંઇ નથી. વત્સ ! આવો ! આજે છેલવહેલાં સત્ ! ચિત્ અને આનંદ સ્વરૂપનાં ગુણગાન કરી હૃદયને નચાવીએ.

ત્રણે સમસ્વરે ગાય છેઃ—

ॐ नमस्ते परमः ब्रह्म नमस्ते परमात्मने ।
निर्गुणाय नमस्तुभ्यं सद्रुपाय नमोनमः ॥
हृदयकमलमध्ये निर्विशेषं निरीहं
हरिहर विधिवेद्यं योगिभिर्वेदगम्यं ।
जनममरणभीति भ्रंशि सच्चित् स्वरुपम्
सकलभुवनबीजं ब्रह्मचैतन्यमीडे ।
अचिन्त्याव्यक्तरुपाय निर्गुणाय गुणात्मने ।
समस्तजगदाधारमूर्त्तये ब्रह्मणे नमः ॥
तमीश्वरगणां परमं महेश्वरं, तं देवतानां परमञ्च दैवतम् ।
पतिम्पतीनां परमं परस्ताद्, विदाम देवं परमेशमीड्यम् ॥

*　　*　　*　　*　　*

तदेकं स्मरामस्तदेकं जपामः
तदेकं जगत्साक्षीरूपं नमामः ।
सदेकं निधानं निरालम्बमीशं
भवाम्भोधिपोतं शरण्यं व्रजामः ॥

(ગાતાં ગાતાં ત્રણે શાંત થઇ જાય છે. ત્રણેની આંખમાંથી
પ્રેમાશ્રુ ધારા વહે છે. બિલ્વગિરિ અને શુક્લપાદ
થોડા વખતમાં ધ્યાન ભંગ થાય છે.
મહારાજ ધ્યાનવસ્થામાં બોલે છે.)

ચંદ્ર—शिवोऽहं ! शिवोऽहं ! सच्चिदानंद ! ॐ ! तत्सत् ! हरि ॐ ! ગુરુ કોણ ! શિષ્ય કોણ ? રાજા કોણ ને પ્રજા કોણ ? મ્હોટું કોણ ને ન્હાનું કોણ ? સર્વ પ્રભુમય છે ! વૃક્ષ એ બીજ છે અને બીજ એ વૃક્ષ છે ! બ્રહ્મ જગતરૂપ છે અને જગત બ્રહ્મરૂપ છે. हरिरेव जगदेव हरि ! હું ચંદ્રજિત ! ના ! હું આત્મસ્વરૂપ ! બ્રહ્મસ્વરૂપ ! સચ્ચિદાનંદસ્વરૂપ સાગરનું મોજું ! જળરૂપે અભિન્ન ! આનંદ ! ! ! આનંદ ! શાંતિ ! ! !

( ધ્યાન ભંગ થતાં )

ઇંદ્રજિત—બિલ્વગિરિ ! શુક્લપાદ ! હવે જાઉં છું ! તમારા ગુરુદેવ આજે દેહત્યાગ કરશે પણ તમે એટલું યાદ રાખજો કે તે વિશ્વાત્માના જ્યોતિસ્વરૂપમાં લીન થઈ જ્યોતિરૂપે તમારા હૃદયમાંજ છે. તમારા ગુરુદેવને મૃત ન જાણશો. પણ નિરંતર તે તમારી પાસેજ છે એવું ધારી આશ્રમ ધર્મનું યથાર્થ પાલન કરજો. વત્સ ! આજે મ્હારે આનંદોત્સવનો દિવસ છે ! લગભગ પચાસ વર્ષ માયાસંભૂત પ્રપંચમાં ત્રણ ગુણને વશ થઇ હસ્યો, રડ્યો અને ખેલ્યો. અરે કોઇ કોઇ વખત તો ભવતાળની જ્વાળાથી હૃદય બળીને ખાખ થઇ જતું. વત્સ ! આજે ધર્મ, અધર્મ, કર્મ, મ્હારી પ્રિય તલવાર અને ત્રિગુણાત્મક ત્રિશૂલ એ સર્વનો મનથી ત્યાગ કરી જ્ઞાન ત્રિશૂલધારી થયો છું. વત્સ ! હવે હું જાઉં છું ! (બિલ્વગિરિ અને શુક્લપાદ ચંદ્રજિતના ચરણ પકડી રડે છે) બેટા ! મ્હારો આશીર્વાદ છે કે તમે

પણ યથાસમયે જ્ઞાન પ્રાપ્ત કરી સત્ય અનુભવશો. આજે સવિતાદેવ પશ્ચિમમાં જઇ જગતમાં અંધકાર કરશે તો બ્રાહ્મ મુહૂર્તમાં મ્હારી પ્રિય ગુફા કે જ્યાં મ્હેં સાધન કર્યાં છે ત્યાં મનુષ્ય જીર્ણ વસ્ત્ર ત્યાગી દે છે તેમ દેહનો ત્યાગ કરીશ. વત્સ! તમે તે સમયે ત્યાં આવી પહોંચજો! મ્હારા દેહની અન્ત્યેષ્ટિ ક્રિયા કરજો. રે જે પૂર્ણિમાએ પુષ્પનગર છોડયું છે તે પૂર્ણિમા પાસેજ આવી છે. વત્સ! તેજ પૂર્ણિમાને દિવસે મ્હારાં શેષ અસ્થિ લઇ મ્હારા આશ્રમની ઉત્તરમાં મ્હારી સમાધિ બનાવજો. બિલ્વગિરિ! તું મ્હારાં અસ્થિ લઇ પુષ્પનગર જજે અને મ્હારાં અસ્થિ પુષ્પનગરના રાજાને આપી તરતજ પાછો આવજે. વત્સ! આનંદમાં રહો! સચ્ચિદાનંદનું સ્મરણ કરો! બેટા! આપણે જ્ઞાની થવાનું છે. રડોછો શા માટે? આ દેહ પર શા માટે માયા રાખો છો? સ્નેહ ચંદ્રજિતના આત્મા સાથે રાખો! ચંદ્રજિતનો આત્મા તમારા હૃદયમાંજ છે પછી રડવું શા માટે! વત્સ! બોલો! સચ્ચિદાનંદ! ॐ શિવોऽहं! હવે જાઉં છું! વત્સ! નિરંતર સ્મરણમાં રાખજો કે સત્ય એક છે અને તે 'एकमद्वितीयम' જલમાં, સ્થલમાં, પવનમાં અને વ્યોમમાં વ્યાપ્ત છે. તેના વિનાની ત્રિભુવનમાં કોઇ વસ્તુજ નથી; વત્સ! આ પરમ જ્યોતિ એજ પરમગતિ અને પરમમુક્તિ છે! વત્સ! જ્યોતિ એજ જીવન, જ્યોતિ એજ સત્ય અને જ્યોતિ એજ બ્રહ્મ છે. વત્સઃ—

इन्द्रजालमिदं सर्वं यथा मरुमरीचिका ।
अखण्डितमनाकारो वर्तते केवलः शिवः ॥
कथमिह देहविदेहविचारः, कथमिह रागविरागविचारः ।
निर्मलनिश्चलगगनाकारं स्वयमिह तत्त्वं सहजाकारं ॥

'અહં' પરમાત્મામાં લય થઇ ગયું છે! અન્તર્બહિર્ અને જ્યાં જોઉં છું ત્યાં અનંત બ્રહ્મ સ્વરૂપજ છે! વાસના ક્યાં ગઇ તે તો સમજાતુંજ નથી! વત્સ! ભવરોગ મટયો! જન્મ મરણનો ફેરો ટળ્યો! ભાઇ! હું પ્રત્યક્ષ અનુભવું છું કે જગતમાં એક બ્રહ્મ સિવાય કાંઇજ નથી. વત્સ! 'तत्त्वमसि' એ મહાવાક્યનો પ્રત્યક્ષ અનુભવ થાય છે! વત્સ! હું સચ્ચિદાનંદ સ્વરૂપ છું! ચંદ્ર, સૂર્ય અને આકાશમંડળમાં સર્વત્ર હુંજ છું! शिवोऽहं! शिवोऽहं!! વત્સ! હવે જાઉં છું. એકવાર કહો "जय सच्चिदानंद!" (મહારાજા ચંદ્રજિત્ "સચ્ચિદાનંદ" અને शिवोऽहं નો ઉચ્ચાર કરતા ચાલ્યા ગયા. શિષ્યો તેમની પાછળ એકી ટસે જુએ છે.)

જવનિકાપતન.



**ટુંક જીવનવૃત્તાંત વાંચવાથી તથા ઉપદેશામૃતનું મનન કરવાથી** ઇશ્વર, મૂર્તિપૂજા, સાકાર નિરાકાર, માયા, જીવ, બ્રહ્મ ઇત્યાદિ વિષયો સંબંધી શ્રેષ્ઠ જ્ઞાન થશે. વેદ વેદાંત, ઉપનિષદ તથા શાસ્ત્રના અનેક ધર્મ ગ્રંથોનું દોહન–સાર તત્ત્વ આ ગ્રંથમાં ભર્યું છે. **મનુષ્ય માત્રને સંસારમાં રહી ઈશ્વરોપાસના કરવાની રીત, ઇશ્વર દર્શન કરવાના માર્ગ, મુક્તિ પામવાની સ્હેલી કુંચી પ્રાપ્ત થશે.** નાસ્તિકને આસ્તિક અને નિરાકારવાદીને સાકારનું ભાન કરાવવા જેવા ઉપદેશામૃતનું પાન કરવાની આ અમૂલ્ય તક છે. આવા ઉત્તમ શ્રેણીના ધર્મગ્રંથનું નિત્ય અધ્યયન કરવાથી તપેલા જીવને શાંતિ મળે છે. **અવશ્ય વાંચો અને ઘરમાં સર્વને વંચાવો.**

**આ ગ્રંથ માટે ગુજરાતના વિદ્વાનોના ટુંક અભિપ્રાય વાંચોઃ—**

**૧. રા. બા. ક. પ્રા. ત્રિવેદીજી**—પ્રે. રા. ટ્રેનિંગ કોલેજના માજી પ્રિન્સિપાલ લખે છે કેઃ—"એ મહાત્માનું **ચરિત્ર તથા "ઉપદેશામૃત"** પ્રસિદ્ધ કરી તમે ગુજરાતી સાહિત્યની મોટી સેવા બજાવી છે, અને વાંચક વર્ગપર ભારે ઉપકાર કર્યો છે. આવા સત્પુરૂષના જીવનની હકીકતથી સ્થળે સ્થળે વાંચકને બોધ મળે છે. "ઉપદેશામૃત" માંનો દરેક ઉપદેશ મનન કરવા યોગ્ય છે."

આ પુસ્તક પ્રત્યેક વાંચકને ધર્મનું ઉંચું જ્ઞાન પ્રાપ્ત કરાવશે. પ્રત્યેક મનુષ્યે અવશ્ય વાંચવું જોઈએ. મૂલ્ય રૂ. ૨–૮–૦ પોષ્ટેજ વી. પી. ખર્ચ જુદું આફ્રિકાના ગ્રાહકોએ ૪ શીલીંગ ૬ પેન્સનો પોષ્ટલ ઓર્ડર મોકલવો. સર્વ પત્રવ્યહાર નીચલે શરનામે કરવોઃ—

| | |
|---|---|
| પ્રસિદ્ધ બુકસેલરોને ત્યાંથી પણ મળશે. | **ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા.** સમ્પાદકઃ–સસ્તી વાર્તામાળા |

ઠે. દાણાપીઠ–નવોવાસ, વચલીપોળ–**અમદાવાદ.**

# દંપતીનો પત્રાલાપ.



સાંસારિક, વ્યાવહારિક, અને નૈતિક વિષયોની ચર્ચા, પતિ પત્નીના પત્રોની રસિક ભાષામાં ગુંથવામાં આવી છે. થોડા વખતમાં તૈયાર થશે.

અનુવાદક

એમ. એમ. ભટ્ટ.